ગી. આ જોઇને ગમે તેવા કઠણ કાળજાના મનુષ્યનું પણ હૃદય પીગળી ગયા વિના રહે નહીં. આવા વિલાપથી રણક્ષેત્રમાં હાહાકાર થઈ રહ્યો. સૌ તેના રૂદનથી અશ્રુ પાડવા લાગ્યા. રામચંદ્રજીએ કહ્યું,—પતિવ્રતે ! તું શું કામ વૃથા રૂદન અને કલ્પાંત કરે છે? જે ભાવિ બનવાનું હોય છે, તે વૃથા થતું નથી. સુંદરી ! તું કોનો શોક કરે છે? જો તું આ દેહનો શોક કરતી હોય તો, દેહ તો આ તારી પાસેજ પડ્યો છે. આ શરીર પંચમહાભૂતનું બનેલું છે. તે કર્માનુસારે થાય છે, અને જાય છે. તેનો ધીર અને જ્ઞાનવાન શોક કરેજ નહીં. વળી તું કહેશે કે, હું તો આત્માને રડું છું, તો એતો મોટો અવિવેકજ સમજવો જોઇએ. આત્માતો અખંડ, અજ, અવિનાશી, અને એક ચૈતન્ય દષ્ટારૂપ છે. એ અપરિછિન્ન છે. દુ:ખ રહિત છે. માટે એતો સુખ સાગર અમર આત્મા છે. તેનો શોક કરવો વૃથા છે. નાશવંતનું દુ:ખ શું ધરવું? ને અખંડનો શો શોક કરવો? વગેરે ઉપદેશ આપ્યો.

આ પ્રમાણે રામચંદ્રજીના ઉપદેશથી તારાને જ્ઞાન પ્રાપ્ત થયું અને તેનો શોક જતો રહ્યો. તેણે ઉઠી રઘુપતિના ચરણમાં શીશ નમાવ્યું. રામચંદ્રજીએ આશીર્વાદ આપ્યો કે, હે તારા ! તારૂં નામ આ જગતમાં અમર રહેશે. આ પ્રમાણે કહ્યા પછી વાલીના શબને અગ્નિસંસ્કાર કર્યો. સુગ્રીવે તેની ક્રિયા કરી. તારા પોતાના પતિવ્રતપણાએ કરી આ જગતમાં અમર નામ રાખી ગઇ છે. તારાના અંગદ જેવા મહા શૂરવીર ધીર પુત્રે રામચંદ્રજીને લંકાપતિ સાથે લડવામાં ઘણી સહાયતા કરી હતી. રાવણ સાથે વિષ્ટિ કરવાને તેને મોકલ્યો હતો. પણ રાવણે નહીં માનવાથી તે સાથે જબરી લડાઇ કરી પોતાની નામના મેળવી હતી. જેને આજે લોકો "અંગદવિષ્ટી" કરી કહે છે. આ બધો પ્રતાપ તારા જેવી સાધ્વી માતાનોજ, કે તેના પેટે અવતરી, તેના હાથ નીચે ઉછરી ઉત્તમ શિક્ષણ મેળવ્યું હતું. આહા ! ઉત્તમ માતાનો કેવો પ્રતાપ ! સાધ્વી તારા ! તારી સાધુતાને ધન્ય છે !

# સરસ્વતી.

સરસ્વતિ એ આપણા જગત્ પિતા બ્રહ્માનાં પુત્રી. એની માતાનું નામ સાવિત્રી. સરસ્વતી રૂપગુણે અનુપમ અને મનોહર હતાં. તે સર્વ કાર્ય પોતાની જાતે કરી શરીર આરોગ્ય રહે તેમ કરતાં. તે ઘણી કાળજી અને મહેનતથી પોતાના પિતાજી પાસે તથા સનક, સનકાદિકે જેવા ઋષિઓ જે તેના ભાઇ થાય તે પાસે વિદ્યા ભણવા લાગ્યાં. ભણતાં ભણતાં વિદ્યામાં એટલાં તો પારાંગત થયાં કે છેવટ તેમણે પોતાની પ્રવિણુતા ને બુદ્ધિ બળવડે કેટલીક નવીન વિદ્યાઓ શોધી કાઢી. અર્વાચીન જે ઈશ્વર ભજનમાં અને આત્માનંદ ભોગવવામાં સંગીત શાસ્ત્રનો ગાયનકળાનો ઉપયોગ થાય છે, તેને પ્રથમ ઉત્પન્ન કરનાર અને પ્રવર્તક તેજ હતાં. તેણીએ સંસ્કૃત વાણીને ઉત્પન્ન કરી છે. તે સમયે તે મોટી મોટી દેવ સભામાં વિદ્યા જ્ઞાનનાં વ્યાખ્યાનો ( ભાષણો ) આપતાં, અને કુશળ વ્યવહાર જ્ઞાન શીખવતાં. અંક સંખ્યાનું ગણિત, હિસાબની ગણતરી તથા મૂળાક્ષર અને વ્યંજન તેણેજ ઉભા કર્યા છે, કે જેનાથી કરી આપણને આજે વાતચીત કરવાની આટલી સગવડ થઇ છે. એ મૂળાક્ષરવડે આપણે દુર દેશાવરનું ને આગળ પાછળનું સર્વ જાણી શકીએ છીએ. તે સરસ્વતી દેવી પોતાને લાયક વિદ્વાન વર ન મળવાથી બ્રહ્મચર્ય એટલે કુમારી અવસ્થામાંજ રહ્યાં હતાં. એ પ્રમાણે આજે યુરોપાદિ દેશોમાં થાય છે. પ્રાચીનકાળમાં આ દેશમાં આર્ય સ્ત્રીનું મહત્વ પુરૂષ પ્રમાણેજ હતું. અર્વાચીન સ્ત્રીઓની પેઠે દાસત્વ દશામાં નહોતી. એવું આ આર્ય ભૂમિની ભૂષણ રૂપ દેવી સરસ્વતીના ચરિત્ર ઉપરથી જણાઈ રહે છે. સરસ્વતી વિદ્યા વિશારદ ગણાવાથી આર્યોમાં તે સમયના રિવાજ પ્રમાણે દેવી એવા માનપ્રદ ઉપનામને પામ્યાં હતાં. એ સર્વ પોતાના આત્મ બળવડેજ તેણે મેળવ્યું હતું. અર્વાચીન કાળમાં પણ આ દેશમાં સર્વ કુટુંબની અંદર સરસ્વતી દેવી તરીકે પૂજાય છે. તથા તેને વિદ્યાની આદિ માતાના નામથી સૌ કોઈ જાણે છે. આ દેશની અંદર પ્રત્યેક વર્ષ દીવાળી પરજ હિસાબી ચોપડાઓ બદલાય છે, ત્યારે તે રોજ શારદા— સરસ્વતી પૂજન થાય છે. તેમજ પ્રથમ તેમાં શારદાય નમઃ એવો શબ્દ લખવામાં આવે છે. પછી બીજું લખવું શુરૂ થાય છે. ગ્રંથકાર પણ

ગ્રંથ રચતાં પ્રથમ તેમની સ્તુતિ કરે છે. આ દેવીના નામની સરસ્વતી નદી છે. તે સરસ્વતીમાં લોકો સ્નાન કરી પવિત્ર થાય છે. એવું પ્રાચીનથી ચાલ્યું આવે છે. એવું એ સરસ્વતી દેવીનું મહાત્મ્ય છે. એ બધું તેણે પોતાના સત્ય જ્ઞાનથીજ મેળવ્યું હતું. આહા! દેવીનું કેવું આત્મબળ! અહો! ભારત વર્ષમાં આવી ભાર્યાઓ ફરી ક્યારે પ્રગટ થશે? હે દેવી! તું ફરી આ દેશપર કૃપા કરી જન્મ ધર, અને પ્રાચીનની નાશપામતી વિદ્યાનો જીર્ણોધાર કર! મંગળ! મંગળ! અસ્તુ.



## સુલોચના.

સુલોચના શેષ કન્યા હતી અને લંકાપતિ રાવણના પુત્ર ઈંદ્રજીતની પત્ની થાય. આ સાધ્વી રૂપે, ગુણે અને વિદ્યાએ અનુપમ હતી. એના રૂપ આગળ તો રતી અને ઇંદ્રાણી પણ કશા લેખામાં ન હતી. તે પતિની આજ્ઞાને અનુસરી તેમની સેવામાં તત્પર રહેતી. તેમજ સાસુ, સસરા અને નણંદ વગેરે સંબંધીઓપર સ્નેહ રાખતી અને નમ્રપણે પ્રીતિથી વર્તતી. આવાં તેમનાં શુભ આચરણથી સંબંધીઓ પણ તેમનાપર સ્નેહ રાખતા. જ્યારે તેનો સસરો લંકાપતિ રાવણ સીતાનું હરણ કરી લાવ્યો, ત્યારે સુલોચનાએ પોતાના પ્રાણપતિ ઈંદ્રજીતને કહ્યું કે,—પ્રાણેશ! સીતા જેવી સતીને તમારા પિતા હરણ કરી લાવ્યા છે, એ તેણે મોટો અપરાધ કર્યો છે! જનકની તનયા અને રામચંદ્રજીની રાણી જે લક્ષ્મી રૂપ ગણાય છે, તે ઉપર કુદ્રષ્ટી કરી, તે પાપથી રાજ્ય ખોશે. એટલુંજ નહીં પણ જીવ્યાની પણ આશા રાખશો નહીં. પરસ્ત્રીની અભિલાષા રાખતાં કુળનો પણ નાશ થાય છે. જે કોઈ સાધુ ઉપર દ્વેષ કરે, ગુરૂની આજ્ઞાનો ભંગ કરે, માબાપનો તિરસ્કાર કરે, પરસ્ત્રીનો સંગ કરે, બ્રાહ્મણના બ્રહ્મત્વનો નાશ કરે, જીવની હિંસા કરે, ઈશ્વિર ચરિત્રની નિંદા કરે,

અને સદ્ ગ્રંથનો નાશ કરે, તે પાપી જન આ પૃથ્વીમાં અપજશ મેળવી વહેલો મરણ પામે છે. માટે હે પ્રાણપતિ! તમારા પિતાને આ બુરૂં સૂઝયું છે. તે ખરેખર નાશ થવાની નિશાની સમજવી.

ઇંદ્રજીતે સુલોચનાનાં આવાં વચનો સાંભળી કહ્યું કે,—પ્રિય સુંદરી! તું સત્ય કહે છે! હું શું કરૂં! એ મારો પિતા છે. એટલે તે ભલું ભૂડું કરે તોપણ મારાથી કંઈ પણ તેને કહેવાય નહીં. હું બધું સમજું છું, પણ એ બધું મનમાં સમજી બેસી રહ્યો છું. મારો હાલ કશો ઉપાય નથી. જો બીજો કોઇ હોય તો તે નહીં સાંખતાં તેને શિક્ષા કરૂં. માટે પ્રિયા! તું કંઇ શોચ ન કર. જે ભાવી હશે, તે થશે. જે જીવે જેવું કર્મ કર્યું હશે, તેને તેવું સૂઝશે; અને તેને તેવું સુખ, દુઃખ, શત્રુ મિત્ર વગેરે થશે.

એ પ્રમાણે સુલોચના અને ઇંદ્રજીત વચ્ચે પરસ્પર વાત ચિત થઈ, સીતાને પાછી સોંપી દેવાને રાવણ પાસે અંગદ વિષ્ટી કરવા આવ્યો, પણ તેણે માન્યું નહીં. અંતે મોટી લડાઈ થઈ. તેમાં કુંભકરણ અને ઘણું લશ્કર મરાઇ ગયું, અને છેવટ ઇંદ્રજીત જેવા શૂરવીર પુરૂષનું પણ મરણ થયું. આ વખતે સુલોચના સતી પોતાના રંગમહેલમાં રૂપાને હીંડોળે બેઠી હીંચતી હતી. ગંધર્વ, કિન્નરની કન્યાઓ દાસીઓ હતી, તેઓ તેમની સેવામાં હાજર હતી. કોઈ ચમર લઈ ઉભી છે, તો કોઇ પંખો લઇ ઉભી છે, કોઇ પુષ્પહાર લાવી પહેરાવે છે, તો કોઇ હાર ગુંથે છે, કોઈ ઉપભોગ લાવી હાજર કરે છે, તો કોઈ ખમાં! ખમાં! કરે છે. એમ સુલોચના આનંદમાં પતિ સ્મરણ કરતી બેઠી હતી. તેવામાં રંગમાં ભંગ પડયો. ધડાક કરતો ઇંદ્રજીતનો હાથ ચોકમાં આવી પડયો. દાસી આવો ધડાકો સાંભળી દોડી ગઈ જુએ છે તો વિપરીત દીઠું. જેમ અમૃતમાં ઝેરનું બિંદુ આવીને પડે, તેમ આ વખતે થઇ રહ્યું. દાસીએ ઉદાસીન ચેહેરે આવી કહ્યું કે,—બાઇ સાહેબ! આજ આપનું નશીબ ફૂટયું! આકાશ માર્ગેથી ન જાણવામાં આવે એવી રીતે તમારા સ્વામીનો હાથ આ ચોકમાં પડયો છે તે મારા જોવામાં આવ્યો. એવું સાંભળતાંજ સુલોચનાને મોટી ફાળ પડી. હાય! ગજબ! કરતી કે બેબાકળી થઇ ઉઠી ઉભી થઈ. સખીઓને સાથે લઈ ચોકમાં ગઇ. જુએ છે તો પોતાના સ્વામીનો હાથ દીઠો. હાથની પાંચે આંગળીએ રત્ન જડીત પાંચ વીંટીઓ

હતી અને મણી કંકણુ સહિત બાજુબંધ હતો. સુલોચના આ પ્રમાણે જોતાંજ મૂર્છામાં આવી ધરતીપર ઢળી પડી. થોડી વારે સચેત થઇ વિલાપ કરતી, માથું, શરીર, હાથ અને છાતી પૃથ્વી સાથે પછાડવા લાગી, અને હાય! હાય! ના પોકારથી કલ્પાંત કરવા લાગી. જેમ લોભીનું બધું ધન જાય, જેમ મત્સને પાણીનો વિયોગ થતાં તરફડવા લાગે; એમ પતિ વિજોગે શેષ કન્યા અપાર રૂદન કરી તરફડવા લાગી. સખીઓએ શિખામણ દેતાં સાવચેત થઇ બેઠી. સ્વામીનો હાથ ઉપાડી હૃદય સાથે ચાંપ્યો. આંખમાંથી ચોધાર આંસુ પડવા લાગ્યાં. રૂદન કરતાં તે બોલી, હા, હા, સ્વામીનાથ! આ શું કર્યું? પૂર્ણ બ્રહ્મ સ્વરૂપ રામને જીતવાની તમારી હામ હતી. તે રામને તમે પ્રાણ સોંપી તમારૂં તમે કલ્યાણ ઇચ્છયું. પ્રિય પ્રાણાધાર, તમે કેમ મરણ પામ્યા? હવે હું કોને શરણે રહીશ? સ્વામીનાથ! મને તમારા મરણની વિગત લખી દેખાડો. હાથ પાસે ખડીઓ, કલમ મૂકી કહ્યું કંથ! તમને કોણે માર્યા? હાથ આકાશ માર્ગે અહીં આવ્યો અને ધડ કયાં રહ્યું છે? જો હું શુદ્ધ પતિવ્રતા હોઉં, તો મારા સત્યથી જેવું થયું હોય તેવું લખી દેખાડો. હાથમાં ચૈતન્ય આવ્યું. કલમ લઇ પત્રમાં લખ્યું કે,—હે પ્રિયે! "સૌમિત્રાનો પુત્ર લક્ષ્મણ જે મહા તપસ્વી, પુન્ય પવિત્ર, નિદ્રાજીત, મિતાહારી, શુદ્ધ, સત્યવાદી અને બ્રહ્મચારી છે, તે મારૂં શીશ લઇ જ્યાં રામચંદ્રજી છે, ત્યાં ગયેલ છે, મારૂં ધડ રણમાં પૃથ્વીપર પડયું છે, અને એક હાથ આ ચોકમાં ઉડીને તને ખબર આપવા આવ્યો છે. હું આ સંસાર રૂપી માયા નદી ઓળંગી ગયો છું, અને તારી વાટ જોઉં છું. મેં શ્રી જગદીશને મિત્ર કર્યા છે. મેં કૃપણુતા તજી મારૂં શીશ અર્પણ કર્યું છે. માટે હે સાધ્વી! હું આ દુઃખરૂપ સંસાર છોડી શ્રી ભગવાનને શરણે ગયો છું. શ્રી જગદીશને ચરણે રહેતાં સર્વ દુઃખ ટળી હું બ્રહ્માનંદ સુખ પામ્યો છું."

એ પ્રમાણે હાથે લખી દેખાડયું. એ વાંચીને સુલોચના સતી અશ્રુપાત કરવા લાગી. એ વખતે પશુ, પક્ષી સર્વ ગર્વ તજી રોવા લાગ્યાં. તે પાસેની સખીઓની શિખામણથી શાંત થઇ, સ્વામીના હાથને પાલખીમાં બેસારી સ્વામી સાથે સહગમન કરવા તેનું શીશ લેવા કેટલી સખીઓ અને વિદ્વાનો સાથે ચાલી. પ્રથમ સસરા—રાવણની સભામાં આવી, તેને પાયે પડી પોતાના સ્વામીનું સર્વ વૃત્તાંત કહ્યું, અને હાથ અને

પત્ર દેખાડ્યો. આ જોઇ રાવણ મૂર્છા ખાઇ પૃથ્વીપર પડ્યો. મંદોદરી વગેરે રાણીઓ મોટે સ્વરે રૂદન કરવા લાગી. ચારે તરફ હાહાકાર થઇ રહ્યો. આખી નગરી શોકાતુર થઈ ગઈ. સૌ કોઈ વિચારવા લાગ્યા કે હજુએ કોણ જાણે શું એ થશે! રાવણ રૂદન સાથ કલ્પાંત કરવા લાગ્યો. અરે દૈવ! તેં શું કર્યું? અરે! મારો ઇંદ્રજીત જેવો પાટવી કુમાર ગયો! અરે! મારૂં સર્વસ્વ ગયું! અરે! શું મારૂં ઘરસૂત્ર ઉજડ થયું? હાય! હવે હું શું કરીશ? આ પ્રમાણે તેણે ઘણો અફસોસ કર્યો.

મંદોદરીએ સુલોચનાને કહ્યું કે,—અરે બાપ! તું રામ પાસે જઇ શીશ માગી લાવ! તે ઘણા દયાળુ, ધર્મ ધુરંધર, જેને સીતાજ એક પત્ની છે, એવા એકપત્નીવ્રતવાળા છે, જેને બીજી સ્ત્રીઓ મા, બેન સમાન છે. જેને એક બાણ, એક વચન, સત્ય કરવાવાળા, એવા રામચંદ્રજી છે; તે તને શીશ આપશે. તે પાસે જવામાં કંઇ ભય નથી. પછી રાવણને સુલોચનાએ કહ્યું કે,-જે પર સ્ત્રીનો અભિલાપ કરે છે, તેનું કલ્યાણ થાય નહીં. આ પ્રમાણે વચન કહી, હસ્ત રાખેલી પાલખીને આગળ કરી પોતે પાછળ ચાલી. સાથે બૃહસ્પતિ સરખા વિદ્વાનો અને સહસ્ત્ર દાસીઓ લઇ રામચંદ્રજી પાસે ગઇ. જેમ સંતને ઘેર જવાથી વિશ્રાંતિ મળે તેમ સુલોચનાને શ્રી રામચંદ્રજીના મુકામપર આવતાં વિશ્રાંતિ વળી.

સુલોચનાએ આવતાં વેંતજ રામચંદ્રજીને સાષ્ટાંગ દંડવત પ્રણામ કર્યા. તે ચોધાર અશ્રુ પાડી રૂદન કરવા લાગી. શ્રી રામચંદ્રજીએ કરૂણામય વચને કહ્યું, હે પુત્રિ! હવે ઉઠ. તું જે માગે તે હાલજ આપું. પછી સુલોચના સન્મુખ આવી બે હાથ જોડી ઉભી રહી, અને ગદ ગદ કંઠે રામચંદ્રજીની સ્તુતિ કરવા લાગી. હે મહારાજ! મારા સ્વામીનું શીર આપો, મારે પતિ સાથે સહગમન કરવું છે. મેં મારા નાથના મરણના ખબર ઘણીવાર થયાં જાણ્યા છે, માટે હવે મારે વિલંબ થાય છે. મારા પંચ પ્રાણ તો પ્રથમથીજ ગયા છે, પણ દેહ નિમિત શીર માગવા આવી છું, તે દયા કરીને આપો. રામચંદ્રજી આ પ્રમાણે સાંભળી ઘણા ખુશી થયા, અને કહ્યું કે,—હે શેષ કન્યા! તને ધન્ય છે! સૌ નદીઓમાં જેમ ગંગા શ્રેષ્ટ છે, તેમ તું સાધ્વી સૌ સ્ત્રીઓમાં રત્ન રૂપ છે. સાધ્વી! તેં કેમ જાણ્યું અહીં શીશ લાવ્યા છે? ત્યારે સુલોચનાએ ચોકમાં પડેલા હસ્તે જે પત્ર લખ્યો હતો તે પત્ર અને હસ્ત દેખાડ્યો. આ જોઈ સૌ

આશ્ચર્ય થયા, પરંતુ કપીઓએ કહ્યું કે,—એ મરેલ હસ્તે પત્ર લખ્યો એ અમે માનીએ નહીં. જો આ મસ્તક હસે તો, અમે સાચી વાત માનીએ, અને તો અમને વિશ્વાસ આવે; ત્યારે રામચંદ્રજીએ કહ્યું કે,—એ પત્ર સાચો છે. સતી શું ન કરે? પતિવ્રતા સ્ત્રીનો મહિમા ઘણો પ્રસિદ્ધ છે. પછી રામચંદ્રજીની આજ્ઞાથી સુગ્રીવે મસ્તક આપ્યું. તે સુલોચનાએ લઈ હૃદય સાથે ચાંપી અપાર રૂદન કર્યું, અને ચીરનો છેડો પાથરી તેમાં શીશ મૂકી બે કર જોડી પ્રાર્થના કરી. હે પ્રાણવલ્લભ! પ્રાણજીવન!! મારી લાજ રાખો! સભા દેખે તેમ એકવાર હાસ્ય કરો! હે સ્વામી! મારો અપરાધ ક્ષમા કરો. પ્રભુ! સ્નેહ લાવી દાસીપર દયા કરો. સ્વામી! મારા પતિવ્રતાના ધર્મનું અતુલ્ય બળ આજે રામચંદ્રજીને દેખાડો. આ પ્રમાણે તેણે કહ્યું, પણ શીર હસ્યું નહીં. ત્યારે સુલોચનાએ કહ્યું, શું કરૂં! હુંએ પ્રથમ ચૂકી. જો મારા પિતાને તેડાવત તો તે આવી સહાયતા કરત, અને પ્રભુ કરત તો મરણ પામત નહીં. એવું સાંભળતાંજ શીર ખડખડાટ હસ્યું. જમણું નેત્ર ઉઘાડીને ચારે તરફ જોયું. આ જોઈ સર્વે ઘણાજ આશ્ચર્ય પામ્યા. રામચંદ્રજીને સુગ્રીવે પૂછ્યું. મહારાજ! સતીએ એ શું કહ્યું? કે જેથી મસ્તક હસ્યું, રામચંદ્રજીએ જવાબ આપ્યો કે, સતીના બોલવાનો ભાવાર્થ એવો હતો કે જો આ યુદ્ધમાં તેના પિતાને તેડાવત, તો એ શેષ તેણીના પતિની સહાયતા કરત. પરંતુ શબે હાસ્ય કરીને એમ બતાવ્યું કે જે શેષ (લક્ષ્મણ) તારો પિતા કહેવાય છે, તેણે તો મને મારીને વિપરીત કર્યું!!! લક્ષ્મણજી શેષનો અવતાર છે. આવું રામચંદ્રજીનું સાંભળી લક્ષ્મણજીએ સુલોચના સામું જોઇ ઘણું રૂદન કર્યું. પછી રામચંદ્રજીએ તેને ઉપદેશ આપી શાંત કર્યા.

સુલોચના શીશ લઇ ચાલી. જ્યાં ઇંદ્રજીતનું ધડ પડ્યું હતું ત્યાં આવી સમુદ્ર કિનારે ચંદન કાષ્ટની ચિતા ખડકાવી, સમુદ્ર સ્નાન કરી, પતિને ચિતામાં પધરાવી વિધિ પ્રમાણે શાસ્ત્ર ક્રિયા કરી. પછી ચિતાને પ્રદક્ષિણા કરી પોતે અંદર બેઠી કે, અગ્નિ પ્રગટ થતાં દંપતિ બળી ભસ્મ થઇ આ જગતમાં અમર કીર્ત્તિ રાખી ગયાં.

**"विनाशकाळे विपरीत बुद्धिः"** આ પ્રમાણે દુષ્ટ દુરમતિ મહા બળવાન રાવણે પરસ્ત્રીની ઇચ્છા કરી, તો તેના પાપથી કુંભકરણ જેવા ભાઈ, ઇંદ્રજીત જેવા મહા બળીઆ પુત્ર અને સુલોચના જેવી સતી સ્ત્રી એ વગેરે કુટુંબનો નાશ થયો. લંકા લૂટાણી, અને છેવટે પોતાનો પણ

પ્રાણ ગયો. ખરે! પાપનું ફળ મળ્યા વગર રહેતું નથી!

સુલોચના જેવી સાધ્વી સ્ત્રીનો ઇંદ્રજીત જેવા રાક્ષસને સંગ થયો, ત્યારથીજ એ સતીએ પોતાના પતિને અનેક રીતે ઉપદેશો આપી સુધાર્યો હતો, અને સર્વ રીતે લાયક કર્યો હતો; પરંતુ પોતાના દુરમતિ પિતા રાવણની આજ્ઞા ઉલ્લંઘન કરી શકતો નહીં. એ દુરમતિના પાપ પ્રતાપે સર્વેનો નાશ થયો. એના પાપનું ફળ સર્વ કુટુંબને પણ ભોગવવું પડયું—અરે! કુટુંબમાં કોઈ આવા દુર્મતિ થાશો માં.



## દેવી અનસૂયા.

અનસૂયા દેવી દેવહૂતી તથા ભગવાન્ કર્દમ ઋષિનાં દીકરી થાય. તેના ભાઇનું નામ કપિલદેવ હતું. તેણે પોતાની પૂજ્ય માતુશ્રી દેવી દેવહૂતીનો નિરંતર ઉપદેશના બળથી અપાર સંસાર સાગરના પારથી ઉદ્ધાર કર્યો, તથા તેણે સાંખ્ય શાસ્ત્ર બનાવ્યું. મહા સતી અનસૂયાનું પાણી ગ્રહણ ત્રણ લોકમાં પ્રખ્યાત મહાત્મા અત્રિ ઋષિ સાથે થયું હતું. એ સતી સર્વ સતીજનોમાં શિરોમણી હતાં. જગતની સ્ત્રીઓના ઉદ્ધાર કરવામાં પોતાનું બહુ સામર્થ્ય વાપરી ત્રણ લોકમાં પ્રખ્યાત થયાં. એટલુંજ નહીં, પરંતુ ત્રૈલોક્યનાં માતા મહા સતી પાર્વતીજીએ મહા પ્રભુ ચંદ્ર મૌલિ સદાશિવને સતીઓ વિષે પ્રશ્ન પૂછતાં તેણે પતિવ્રતાઓની ગણતરીમાં તેને પહેલી પંક્તિએ લેખ્યાં છે.

એક વખતે વિચિત્ર ચરિત્રવાળા પવિત્ર મહાત્મા અત્રિ ઋષિ કોઈ કારણસર બહાર ગયા હતા. તે સમયે સતીના સતીત્વની પરીક્ષા લેવા સારૂ બ્રહ્મા, વિષ્ણુ, અને મહેષ એ ત્રિગુણાત્મક પ્રભુ જુદો વેશ ધારણ કરીને તેમના આશ્રમમાં પધાર્યા. આ પ્રમાણે જોઇ સતીએ પોતાના સતીત્વના પ્રભાવે મન, વચન, કર્મ અને કાયાથી પોતાનાં હૃદયના ઇશ્વર અત્રિ ઋષિમાં ઇશ્વર બુદ્ધિથી અને પોતાના ધર્મથી, કુળના ધર્મથી તથા સત્ય ધર્મ પાળવાની ચતુરાઇથી એ ત્રણે દેવોને છછ માસનાં બાળક રૂપ બનાવી દીધા હતા. વળી ત્યાર પછી તે ત્રણે દેવો તેના પુત્રપણાને પામ્યા હતા. આ વાત આજ સુધી સતીજનો અને કુળવાન કન્યાઓના અંતઃકરણને ખેંચે છે.

દેવ ઇચ્છાથી એક સમયે જ્યારે મહા દુઃખદાયક દુષ્કાળ પડયો, ત્યારે તમામ વનસ્પતિ સૂકાઇ ગઇ, પાણીનાં નવાણો સૂકાઈ ગયાં, ઝાડપરથી

ખરી ગયેલાં પાંદડાઓના ઢગથી આખું જંગલ સુનું અને ભયાનક જણાવા લાગ્યું, ફળ, ફૂલ, પાંદડાં, કંદ, મૂળ અને પાણી વગેરે ન મળવાથી વનની અંદર મનુષ્ય, પશુ, પક્ષી, અને કીટ વગેરે પ્રાણીઓ આકુળ વ્યાકુળ થવા લાગ્યાં. તેવે સમયે અત્રિ ઋષિ પોતાના ઇષ્ટ દેવ સદાશિવનું સ્વરૂપ હૃદયમાં ધારણ કરી સમાધિમાં મગ્ન થયા, ત્યારે સતી અનસૂયાજી ભૂખ, તરસ, રોગ, વાયુ, વરસાદ, ટાઢ, તડકો વગેરે કાંઈ ન ગણકારતાં પોતાના પ્રાણપ્રિય પ્રાણનાથની મન, વચન અને કર્મથી સેવામાં તત્પર રહેવા લાગ્યાં. એકાગ્ર ચિત્તથી પોતાના સ્વામીના ચરણ કમળની સેવાને લીધે ઉત્પન્ન થયેલા હર્ષથી આવી સો દુકાળી પણ તેને જણાઈ નહીં, જ્યારે સો દુકાળીમાં એક વર્ષ ઓછું હતું, ત્યારે પોતાના પ્રાણપ્રિય સ્વામીનાથ સમાધિમાંથી જાગૃત થયા, અને પાણી લાવવાની આજ્ઞા કરી કે તરત આજ્ઞા માથે ચડાવી હાથમાં કમંડળ લઈ ઉતાવળે ઉતાવળે પાણીની શોધ કરતાં ચાલ્યાં. હજુ થોડે છેટે ગયાં નહીં ત્યાં પાછળથી કોઇ વખતે નહીં જોયેલાં એવાં દેવીએ કહ્યું, હે સતી! પ્રાણપતિના ચરણની સેવામાં તત્પર રહેનાર તું ક્યાં જાય છે? તારા કમળ સરખા કોમળ ચરણવડે આ તપેલી પૃથ્વીપર આમતેમ કેમ ફરી ઘણો શ્રમ લે છે? પ્રિય સખી! આ અપાર અને અમોઘ વાયુ તારી ચાલવાની ગતિ અટકાવે છે છતાં તું બીન અટકયે કેમ વ્યાકુળ ચિત્તે દોડી જાય છે, હે કોમળ અંગવાળી! આવી આતુર તું શા કારણથી રહે છે!

દેવીના આવાં વચન સાંભળી અનસૂયા પોતાના પ્રાણપતિને પાણી પહોંચાડવું હતું, તેમાં વિલંબ થાય માટે તે સામું પણ ન જોતાં બોલ્યાં કે, આપ કોણ છો, ક્યાંથી આવો છો, અને અહીં આપનું પધારવું શા કારણથી થયું છે? હું આપને ઓળખતી નથી. તે જાણવાને હું હાલ રોકાઇ શકું તેમ નથી, કારણ મારા પ્રાણનાથે મને પાણી લાવવાની આજ્ઞા કરી છે; માટે વધારે વખત મને નથી, તેથી ક્ષમા કરશો. હું પાણી લાવી, આપનો યથાશક્તિ આદર સત્કાર કરીશ. આવાં વચન સાંભળી દેવીએ કહ્યું, સતી! આટલુંએ બહુ થયું. હાલ દુઃખકારક સો દુકાળી ચાલે છે; માટે સો સો યોજન સુધી ક્યાંએ પાણી મળશે નહીં. તેથી વૃથા શ્રમ ન કર. આવાં દેવીના તરફથી નિરાશાનાં વચન સાંભળી વ્યાકુળ ચિત્તે કહેવા લાગી. હો પ્રભુ! હે દીનનાથ!! હું હવે શું કરૂં, ક્યાં જાઉં, અને કેમ કરી પ્રાણનાથને પાણી લાવી આપું? અરેરે! હું હત ભાગ્યવાળી, આજ

સો વરસે પ્રાણપતિ સમાધિમાંથી જાગૃત થયા તેને પાણી લાવી આપી રાજી રાખવા શક્તિવંત નહીં થાઉં ! હાય ! મારાં કમનશીબ ! ! હે ભગવતિ ભાગીરથી ! દેવી નર્મદા ! યમુના ! ! અને હે મોક્ષદાતા સરસ્વતિ ! આ તમારી પુત્રી પોતાના પ્રાણપતિ સારૂ પાણી લેવા આવી છે, પરંતુ ક્યાંએ મળતું નથી માટે બે કરજોડી પ્રાર્થના કરૂં છું કે મને કૃપા કરી મારા સ્વામી સારૂ એક કમંડલુ પાણી આપો. અરે ! સો દુકાળી જરાએ જણાઈ નહીં. આજ સુધી મારા સ્વામીનું કમંડલુ પાણીથી ભરેલું હતું અને હાલ થોડી વારમાં ખાલી થઈ ગયું. એ ખરેખર મારા પ્રાણપતિના તપનો પ્રભાવ હોવો જોઇએ. મારા પ્રિય સ્વામીને તરસ લાગી કે તરત પાણી ન મળવાનું દુઃખ ક્યાંથી આવ્યું ? હો દેવ ! આ દુઃખ કેમ આવ્યું ? આ પ્રમાણે બોલતાંજ મૂર્છા આવી સ્તબ્ધ થઈ પડી.

દેવીએ આ બધું જોયા કર્યું. તરત પાસે આવી કહ્યું, પ્રિય પુત્રી અનસૂયા ! તું શોક શા માટે કરે છે ? અહીં એક ખાડો કર. હું ભાગીરથી ગંગા છું. મેં તારી પાસે રહેવાની ઈચ્છાથીજ તારા પતિનું કમંડલુ પાણીથી ભરપૂર રાખ્યું હતું. હાલ હું પ્રસન્ન થઇ પ્રત્યક્ષ આવી છું. તારા પતિની તરસ મટાડવા આ ઠેકાણે પ્રગટ થઇશ. દેવીનાં આવાં વચનથી ઉઠી, એક ખાડો કર્યો કે તે તરત ગંગાજળથી ભરાઇ ગયો. તેમાંથી કમંડળુ ભરી, પ્રાર્થના કરી કે, દેવી ! આપના પ્રગટ થયાના ખબર મારા પ્રાણપતિ સાંભળશે, તો તેમને નહાવાની ઈચ્છા થશે; માટે આપ ત્યાં સુધી અહીં રહેશો, એવી આપની પુત્રીની માગણી છે. દેવી બોલ્યાં, પુત્રી ! તું તારા પતિપર ઘણો પ્રેમ રાખી તેની અત્યંત સેવા કરે છે. એવા તારા પતિવ્રત ધર્મના પ્રભાવે તેં મને વશ કરી છે, તો પણ તું મને તારા પતિપૂજાનું એક વર્ષનું પુણ્ય આપે, તો હું અહીં રહીશ. અનસૂયાએ આ વચન કબૂલ કર્યું, પછી પોતાના પ્રાણનાથ પાસે ગયાં; અને નિર્મળ ગંગાજળ પીવા આપ્યું. સંસારના રોગને મટાડનાર ગંગાજળ પી અત્રિ ઋષિએ કહ્યું કે, તમે આ પાણી ક્યાંથી લાવ્યાં ? અનસૂયાએ આ વખતે પોતાનું મહાત્મ્ય ન કહેતાં બે હાથ જોડી ઉત્તર આપ્યો કે, સ્વામીનાથ ! આપના તપના પુણ્ય પ્રતાપે અહીં થોડે છેટે ભાગીરથી ગંગા પ્રગટ થયાં છે. ઋષિ આ સાંભળી ઘણા આશ્ચર્ય થયા, અને ત્યાં સ્નાન કરવા ગયા. સ્નાન કર્યા પછી પોતાના આશ્રમમાં પધારવા પ્રાર્થના કરી. તેપરથી દેવી ભાગીરથીએ કહ્યું કે, "જો અનસૂયા પોતાના પતિવ્રતપણાનું એક વર્ષનું

પુણ્ય મને આપે, અને જગતપતિ મહા પ્રભુ સદાશિવ તમારાથી પ્રસન્ન થઇ અહીં રહે, તો મારે અનસૂયા પાસે રહેવા જેવું બીજું કાંઇ પ્રિય નથી.” ઋષિએ તે પ્રમાણે કરી સદાશિવને પ્રસન્ન કરી આશ્રમમાં રાખ્યા, અને ભાગીરથી ગંગાને પણ રાખ્યાં.—( આજે પણ દક્ષિણમાં અત્રીશ્વર અને અત્રિગંગા નામે પ્રસિદ્ધ છે. એ પાણી ગમે તેવો દુકાળ પડે તો પણ સૂકાતું નથી. )

સતી અનસૂયાને એક વખતે ઇંદ્રાદિ દેવોએ બે હસ્ત જોડી પ્રાર્થના કરી કે, “માતુશ્રી! સતી નર્મદાએ પોતાના પતિના કાર્ય માટે પોતાના સતીત્વના પ્રભાવે સૂર્યનારાયણને ઉદય થતાં અટકાવેલ છે. તેથી ઘણું દુઃખ પેદા થયું છે. તે દૂર કરવાને બ્રહ્મા વિષ્ણુ અને મહેશે આજ્ઞા આપી છે કે તમો સતીઓમાં શિરોમણિ અને ત્રણ લોકમાં પ્રખ્યાત કીર્ત્તિવાળાં સતી અનસૂયાજી પાસે જાઓ. એ તમારૂં દુઃખ દૂર કરશે.” એ ઉપરથી અમે આપને આશ્રમે આવ્યા છીએ, તો આપ તેનો ઉપાય કરશો. આ પ્રમાણે દેવોની પ્રાર્થના સાંભળી અનસૂયાજીએ કહ્યું કે, તમો ધીરજ રાખો, હું એ પતિવ્રતાની મરજી પ્રમાણે તેમને રાજી કરી તમારૂં દુઃખ દૂર કરીશ. એમ કહી સતી અનસૂયા પ્રતિષ્ઠાનપૂરમાં રહેનાર કૌશિકને ઘેર ગયાં. નર્મદા દૂરથી અનસૂયાજીને આવતાં જોઇ ઉભાં થઈ સામે લેવાને ગયાં. પ્રેમથી ભેટી પગે લાગી ઘરમાં તેડી લાવ્યાં. આસને બેસારી વિધિ પૂર્વક પૂજન વગેરે આદર સત્કાર કર્યો. સતી અનસૂયા પ્રસન્ન મુખે બોલ્યાં—સતી નર્મદા! તું કુશળ છો? તારા પ્રાણપતિના મુખ દર્શનથી આનંદમાં છો? તારા કલ્યાણના ઉદયની સિદ્ધિના મૂળરૂપ ધર્મ કુશળ છે? તું તારા પ્રાણપતિને દેવો કરતાં પણ અધિક માન આપે છે? પુત્રિ! પતિના ચરણની સેવા એજ સત્કુળમાં ઉત્પન્ન થનારી સ્ત્રીઓને ઉત્તમ છે. જેને પતિ એજ પ્રાણ છે, જેને સદ્‌ગુણો એજ આભૂષણ છે, સાસુ સસરો એજ જેને તીર્થ રૂપ છે, નણદો એજ જેને બેનો છે, જેને દેર એ દીકરા બરોબર છે, દેરાણી એ દીકરી બરોબર છે, જેઠાણી એ જેને માતા તુલ્ય છે, જેને શીલ એજ ધન છે, પતિવ્રતા સ્ત્રીઓજ જેને બેનપણીઓ છે, જે મન, વચન, કર્મ અને કાયાથી પતિને પરમેશ્વરની પેઠે પૂજે છે, પોતાના પ્રાણ જતાં સૂધી પણ પતિનું હિત કરે છે, પતિના સુખે સુખ અને તેના દુઃખે દુઃખ જે માને છે, જેને પતિનું મૂખ જોવાનુંજ વ્યસન છે, તેના ગુણો સાંભળવાનીજ ઇચ્છા હોય છે, પતિ ગમે તો દુર્ગુણી, લૂલો, લંગડો, કે રોગી

વગેરે અનેક ખોટ ખાંપણુ કે દોષવાળો હોય, તોપણુ તેની મન, વચન અને કર્મથી અવગણુના કરતી નથી, પતિનેજ તન, મન, અને ધન સમજે છે, એવી જે પતિવ્રતા સ્ત્રી હોય તેને દેવ, દાનવો, અને બ્રહ્મા, વિષ્ણુ, મહેશ એ ત્રિગુણાત્મક પ્રભુ આધિન હોય, એમાં નવાઈજ શી ? એવી જે સ્ત્રી હોય તેજ સતી, તેજ પવિત્રતા, તેજ કુળવાન કન્યા, અને તેણેજ બંને કુળનો ઉદ્ધાર કર્યો, તેણેજ આ પૃથ્વીને પવિત્ર કરી એમ સમજવું. તેને લીધેજ મૃત્યુલોકને દેવોએ વખાણ્યો છે. પ્રિય પુત્રિ ! તારા સ્વાભાવિક પ્રેમથી, શીલથી, આચરણુથી, તારા વૃત્તાંતથી તું પણુ સતીઓમાં ઉત્તમ છે. તું કેને વંદવા યોગ્ય કે માનવા યોગ્ય નથી ? નર્મદા પોતાનાં આ પ્રમાણે અનસૂયાજીને મૂખે વખાણુ સાંભળી શરમાઈ ધીરેથી બોલ્યાં—ત્રણુ લોકને પવિત્ર કરનાર માતુશ્રી ભગવતિ અનસૂયા ! હું તો આપ જેવી સતીજનોના ચરણુની રજ રૂપ છું. દીનદાસીને વખાણી ઉંચે શું ચડાવો છો ? આપ જગતજનની છો. ત્રૈલોકનાં આભૂષણુ રૂપ સદાચરણુવાળાં સતી પાસે બેસવા, બોલવાને હું કોણુ માત્ર છું. ? આપ કરૂણુાવાળાં દેવીએ મારા ક્યા સત્કર્મથી દયા કરી દીનદાસીને દર્શન આપ્યું ? આપના દર્શનથી હું પૂર્ણુ ભાગ્યશાળી સમજું છું. મારો જન્મ અને જીવિત આજે સફળ થયું. આપનું દર્શન આજે મને આનંદ આપે છે. બૃહસ્પતિ, શુક્રાચાર્ય, વ્યાસ, વાલ્મીકિ વગેરે મૂનિઓએ સ્તુતિ કરેલાંની હું શું સ્તુતિ કરૂં ! આપ મારાપર આજ્ઞા કરી મને કૃતાર્થ કરશો ? આ પ્રમાણે બોલી સતી નર્મદા હાથ જોડી ઉભાં. ભગવતિ અનસૂયાએ કહ્યું, પુત્રિ ! મને પ્રસન્ન કરવાને ઇચ્છા ધરાવતી હો તો તેં તારા પતિના કાર્ય માટે સૂર્યનારાયણુને અસ્ત કરેલ છે, તેથી ત્રિલોક દુઃખી થાય છે. માટે તેના સુખ માટે આજે ઉદય થાય તેમ કરવું જોઇએ. આ વચનો સાંભળી નર્મદા બોલ્યાં—દેવી ! માંડવ્ય મુનિના શ્રાપથી મારા પતિનું અમંગળ થાય તેવું છે. તેથી સૂર્યોદય થતાં અટકાવ્યો છે. હવે આપની મરજી હોય તે પ્રમાણે મારે કબૂલ છે. અનસૂયાએ કહ્યું કે, સખી ! તું આવી મોટી આપત્તિને કબૂલ કરી ત્રણુ લોકના તાપને દૂર કરીશ તો તારૂં કાંઇ પણુ અમંગળ (પતિ મરણુ) થશે નહીં, અને થશે તો હું મારા પતિસેવાના પ્રતાપે તારા સ્વામીનાથને સજીવન કરીશ. આવાં અનસૂયાનાં વચન સાંભળી સતી નર્મદાએ બે હાથ જોડી સૂર્યનારાયણુની પ્રાર્થના કરી કે, સૂર્યોદય થયો. સૂર્યોદય થતાંજ નર્મદાના પતિનું મરણુ થયું; સતી નર્મદાએ ધણો

કલ્પાંત કરવા માંડયો, ત્યારે અનસૂયાજી ધીરજ આપી બોલ્યાં. પ્રિય પુત્રિ! "બીજાં જપ તપ આદિ કર્મોથી તો શું પણ મારા પ્રાણનાથની પૂજાના પ્રતાપથી મને જો કાંઇ પણ બળ મળેલું છે, તો હમણાંજ તારા પતિને સજીવન દેખીશ. માટે તું શોક કર માં." એમ કહી તેને શાંત કરી, બોલ્યાં કે;—"જો શીલથી, રૂપથી, બુદ્ધિથી અને વાણીની મીઠાસથી મારા પ્રાણપતિને રાજી રાખ્યા હોય, તો એજ મારા સત્યથી આ સતીનો પતિ રોગ રહીત બની સજીવન થઇ તેની સ્ત્રી સાથે હજારો વર્ષ સુધી સુખ ભોગવો. જો મારા પતિનેજ એક ઇશ્વર માનતી હોઉં, જો મન વચન કર્મથી મારા પતિની પૂજામાં પ્રીતિ રાખતી હોઉં તો આ બ્રાહ્મણ સજીવન થાઓ." સતી અનસૂયા એમ બોલ્યાં કે સતી નર્મદાનો પતિ સજીવન થઇ અનસૂયાજીના ચરણમાં પડયો. સતીએ તેને આશીર્વાદ આપ્યો કે પુત્ર! સુખ સંપત્તિ, પુત્ર પરિવાર વધો, અને ચીરંજીવી રહો! દેવોએ પુષ્પવૃષ્ટિ કરી. સર્વ ઠેકાણે જયજયકારનો ધ્વની થયો. દેવોએ રાજી થઈ વરદાન માગવા કહ્યું. આવાં દેવોનાં વચન સાંભળી અનસૂયા બોલ્યાં કે જો તમે મારાપર પ્રસન્ન થયા હો, તો હરિહર અને બ્રહ્મા મારે ત્યાં પુત્રપણાને પામો. દેવોએ તેમ કરવા કબૂલ કર્યું. છેવટે પુત્રપણાને પામી માતુશ્રીને માન આપી સંતોષ્યાં.

આ સિવાય રામચંદ્રજી જ્યારે વનવાસમાં હતા, ત્યારે અત્રિ ઋષિના આશ્રમમાં સીતાજી સાથે આવ્યા, સીતાજીની કુશળતા પૂછી અનસૂયાજીએ ઉપદેશ આપતાં કહ્યું કે, સીતા, તું રાજપુત્રી છે, તો હું વનવાસ કેમ જાઉં, એવું અભિમાન છોડી પોતાના પતિ રામ સાથે વનમાં ફરે છે, એ ઘણું સારૂં કરે છે. પુત્રી! તને ધન્ય છે, પતિ તીક્ષ્ણ સ્વભાવનો, નિર્ધન, રોગી, વગેરે દોષવાળો હોય તો પણ સ્ત્રીને પોતાનો પતિ પ્રિય હોય છે, તે સ્ત્રી આ લોકમાં પરમ સુખ પામી સ્વર્ગવાસ કરે છે. હે પ્રિય પુત્રિ! સ્ત્રીને અખંડ તપ એ પતિ સેવાજ છે. જે સ્ત્રી કામને વશ થયેલી, પતિને આજ્ઞા કરનારી, પોતાની ઇચ્છા પ્રમાણે અહીંથી તહીં ને તહીંથી અહીં ફરનારી, પતિ ગુણવાન કે ગુણરહીત હોય તોપણ, તારી પેઠે પાછળ જતી નથી, એવી અધર્મિ સ્ત્રીઓ નર્કને પ્રાપ્ત થાય છે. તારા જેવી વિવેકી ને ધર્મી સ્ત્રી હોય છે, તેજ સ્વર્ગને પામે છે; અને સતીત્વના પ્રભાવે ત્રિલોકના જ્ઞાનને પણ પામે છે, માટે તું તારા પ્રાણપ્રિય સ્વામીને અનુસરીને ચાલજે. તેથી તું ત્રિલોકમાં ધર્મ, યશ ને કીર્તિને પામીશ. આ

પ્રમાણે અનસૂયાજીએ આશીશ આપી. પછી સીતા રામ રજા માગી ચાલતાં થયાં. આહા! કેવો સતીનો પ્રતાપ! ખરે! સતીત્વ બળની તુલ્ય જગત્‌માં કંઈ નથી!!

# સતી સાવિત્રી.

આ સાધ્વી જગત્‌ની આદિ માતા અને આપણા આદિ કારણ બ્રહ્માનાં પરમ પવિત્ર પત્ની થાય. તે દેવી અધ્યાત્મિક જ્ઞાનમાં નિપુણ હતાં. તેમને વિદ્યા દેવી સરસ્વતી જેવી પરમ પવિત્ર પુત્રી અને સનક, સનત્કુમાર, સનન્દન અને સનાતન એ ચાર પવિત્ર પુત્રો થયા. આ પાંચે બાળકો પોતાના પિતા બ્રહ્મા અને સાક્ષાત્ દેવીરૂપ સાવિત્રી માતાના હાથ નીચે ઉછરી પરમ જ્ઞાનવાન થયાં હતાં. આવી સાધ્વી માતાના પ્રતાપ બળથીજ આ પાંચે બાળકો જગત્ વિખ્યાત અને પૂજ્ય થયાં છે. આ મહા પુણ્ય પવિત્ર જ્ઞાન સંપન્ન દેવીએ પોતાના જ્ઞાનનો લાભ પોતેજ એકલાએ નહીં લેતાં ઘણીક ઋષિપત્નીઓ વગેરે સ્ત્રીઓને આપી તેમને જ્ઞાનવાન બનાવી હતી. તેમજ તે નિત્ય નિવૃત્તિને પ્રસંગે મહિલા મંડળને એકઠું કરી તેમના નીતિ ધર્મ, તથા પતિવ્રતાના ધર્મનો ઉપદેશ આપતાં આટલુંજ કરી એ દેવી બેસી રહેતાં નહિ પરંતુ પોતાના સાક્ષાત્ ઇશ્વરરૂપ પતિ બ્રહ્માને ધર્મ શાસ્ત્રો રચવામાં સહાયતા આપતાં. એવું કેટલાક ગ્રંથોમાંથી માલમ પડે છે.

આ સાધ્વી માતા પોતાની અને પતિની નિવૃત્તિના પ્રસંગે ધર્મ ચર્ચા કરી તેમાં પોતાને જે શંકાઓ માલમ પડતી તેના ખુલાસા પતિ પાસેથી મેળવતાં. તેમજ પવિત્રતા સ્ત્રીઓના ધર્મ પૂછતાં, નિરંતર પોતાના પતિની સેવામાં તત્પર રહેતાં. અને નિત્ય તેમની પૂજા કરી સામવેદના મંત્રે સ્તુતિ કરી નમસ્કાર કરતાં તેનો ભાવાર્થ આ પ્રમાણે "હે સ્વામિન! આપ પ્રકાશ સ્વરૂપ, ભરણ પોષણ કરનાર, મસ્તકને વિષે ચંદ્ર સ્વરૂપ છો, એવા પ્રાણનાથ તમને હું નમસ્કાર કરૂં છું. વળી તમે શાંત સ્વરૂપ છો. દાંત એટલે સર્વ ઇંદ્રિઓને વશ કરનાર છો, સર્વ દેવના સ્થાનરૂપ તમને નમસ્કાર કરૂં છું. આપ સાક્ષાત્ પૂર્ણ બ્રહ્મ સ્વરૂપ છો, સતી સ્ત્રીને પ્રાણથી પણ વહાલા છો, એવા તમને હું નમસ્કાર કરૂં છું. તમે પૂજવા યોગ્ય હૃદય અને જ્ઞાનના આધાર રૂપ છો. મને પરમ આનંદ સ્વરૂપ છો, બ્રહ્મા પણ તમે છો, અને વિષ્ણુ તથા મહાદેવ તે પણ તમે છો. સર્વ જગત્‌ના

આધાર નિર્ગુણ બ્રહ્મ તે રૂપી પતિ તમો છો. હે નાથ! મારાથી જ્ઞાન કે અજ્ઞાનવડે જે દોષ થયા હોય તે ક્ષમા કરજો. હે સહાયક! રે દયા સિંધુ! હું આપની દાસી છું. મારામાં કંઇ દોષ હોય તે ક્ષમા કરશો."

આ પ્રમાણે નિત્ય કર્યા પછી તે પોતાના બીજા કાર્યમાં લાગતાં, વગેરે વગેરે વર્ણન ધર્મ શાસ્ત્રોમાં કરેલું છે. આ દેવી આદ્યશક્તિ સ્વરૂપ ગણાયાં છે. તેના ગુણનો શું પાર આવે? તે ખરેખર નમન કરવા યોગ્ય છે. એના ચરિત્ર ઉપરથી અર્વાચીન સ્ત્રીઓએ શિક્ષણ લેવાનું છે કે સાવિત્રી જેવાં સાક્ષાત્ જગદંબા પણ પોતાના સ્ત્રી ધર્મમાં કેવાં પ્રવિણ રહેતાં. પોતાનો પરણેલો "ધર્મસ્વામી" પ્રત્યેનો ધર્મ કેવો જાણતાં. તેનામાં નીતિ, સત્ય, ન્યાય, વિજ્ઞાન, સમય સુચકતા અને સંવાદ પ્રશ્નોત્તર કરવાના ગુણ બ્રહ્માના પ્રમાણેજ હતા. આમાંના ઘણા તો બ્રહ્માના શિક્ષણ બળનું ફળ હતું. બ્રહ્મા પણ તેમની યોગ્યતા સાચવી માન આપી તે સાથે વર્તતા, અને તેને પોતાનુંજ બીજું સ્વરૂપ છે એમ જાણતાં અર્વાચીન કાળમાં કેટલાક પુરૂષો પોતાની સ્ત્રીને સુધારી જ્ઞાનવાન કરવામાં બેદરકાર રહે છે. ભાઇ ભણેલાં તો બાઇ મનનાં બગડેલાં અભણ, આથી બંનેનાં મન ફદી મળેજ નહીં અને જ્યાં મન ન મળે ત્યાં સંસાર સુખ ક્યાંથી મળે? માટે જેઓ સમજુને જ્ઞાનવાન છે તેમણે તો આપણા આદિ મૂળ બ્રહ્માનો દાખલો લઈ પોતાની સ્ત્રીને જેમ બને તેમ પોતા જેવી કરવા લક્ષ રાખવું જોઇએ. આમાં જેટલું ધ્યાન ઓછું તેટલું પોતાનેજ સુખ ઓછું સમજવું. માટે તે કેવી રીતે સમજે, સુધરે અને એકાત્મ થાય એ સંબંધી પૂર્ણ વિચાર કરી વર્તવું જોઇએ. તોજ પ્રાચીન સતીઓના જેવા કંઈ ગુણ પ્રકાશ પામે. અને પરસ્પરનું કલ્યાણ થાય. ત્યારેજ માતા સાવિત્રીના જેવા સ્તુતિ કરવાના ઉમળકા અંતઃકરણમાં સ્ફૂરે. અહો! આર્ય માતા સાવિત્રી! તારી આર્ય પુત્રીઓનાં અંતઃકરણ નિર્મળ કરવા તેમને સદ્બુદ્ધિ પ્રેર!

## મદાલસા.

આ સાધ્વી સ્ત્રી ગાંધર્વ લોકના રાજા વિશ્વસુદ્ધા ગાંધર્વની કુંવરી થાય. તેનો વિવાહ અયોધ્યાના રાજા શત્રુજિતના કુંવર ઋતુધ્વજ સાથે કર્યો હતો. આ કુંવરી રૂપે રંભા કરતાં પણ અધિક હતી. તેના પિતાએ તેને બાળપણથીજ વિદ્વાન પુરૂષો પાસે રાખી અનેક શાસ્ત્રમાંથી ધર્મ, નીતિ,

સંગિત, કાવ્ય વગેરે વિદ્યાનું જ્ઞાન અપાવી પ્રવિણ કરી હતી. તે એક દિ-
વસે પોતાની સાહેલીઓ અને દાસીઓ સાથે અશોકવનમાં રમવાને ગઈ
હતી. ત્યાં અકસ્માત પાતાળકેતુ નામનો રાક્ષસ આવી ચડ્યો. તે મદાલ-
સાનું રૂપ અને ચાતુર્ય જોઇ મોહમાં પડ્યો. તેણે યુક્તિ રચી. મદાલસાને
ઉપાડી જવાનો નિશ્ચય કર્યો. આ બાળા પોતાની રમતની ધુનમાં લાગેલી
હતી, ત્યાં ઘણા દાસ, દાસીઓની ચોકી હતી તેમાંથી તે પાપી રાક્ષસ યુ-
ક્તિથી તેને ઉપાડી નાઠો. અકસ્માત આ શો ગજબ થયો ! આ જોઇ
દાસદાસીઓ આજુબાજુ શોધ કરવા લાગ્યાં, પણ કશો પત્તો લાગ્યો ન-
હીં; ત્યારે આ ખબર નગરીમાં તેના પિતાને આપ્યા. આ ખબર સાંભળી
તેનાં માતપિતા ઘણું કલ્પાંત કરવા લાગ્યાં. આજુબાજુ અને દેશદેશાંતર
શોધ કરવાને માણસો દોડાવ્યાં, પણ કશો તેનો પત્તો લાગ્યો નહીં; ત્યારે
તે બિચારાં માબાપ રોઈ ટળવળી બેસી રહ્યાં.

હવે મદાલસાએ રસ્તે જતાં વિચાર્યું કે ભાવિ પદાર્થ ટળે નહીં. એ-
માં કોઇનો વાંક નથી મારા નશીબનોજ વાંક. ઠીક જે ઇશ્વિરે બનાવ્યું તે
ખરૂં. આમ વિચારતી, કલ્પાંત કરતી, ચોધાર આંસુએ છૂટા કેશ મૂકી
રૂદન કરવા લાગી. આ પ્રસંગે કૈલાસપતિ શિવ અને પાર્વતીજી કૈલાસ ત-
રફ વિમાનમાં બેસી જતાં હતાં. તેમણે આ બાળીકાનું મહા રૂદન સાંભ-
ળ્યું. આ સાંભળી કરૂણાળુ પાર્વતીજીએ શિવજીને કહ્યું, પ્રાણનાથ ! કોઇ
બાળકી મહા સંકટમાં હોય એવું જણાય છે. શિવજીએ કહ્યું, સતી! ના-
રીનું નારીએ રક્ષણ કરવું જોઇએ. જો તમને દયા આવતી હોય તો, તમે
એ દૈત્યને મારી તેનું રક્ષણ કરો. પાર્વતીજી પોતાનાં પતિનાં આવાં વ-
ચન સાંભળી બોલ્યાં કે,—મદાલસા ! તું રોઇશમાં ! તારો પતિજ તારા
હરનારને મારી તને પરણશે, અને તને સુખ આપશે. (અમરસૈન્ય રા-
જાનો પુત્ર ઋતુધ્વજ પરણશે.) રાક્ષસ અને મદાલસા એ બંનેએ સતીનાં
આ વચનો સાંભળ્યાં. રાક્ષસ આ સાંભળી મદાલસાને પાતાળમાં પોતાને
ઘેર લઇ ગયો. તેનું ઘર અનેક મણીઓથી શણગારેલું તેજસ્વી હતું. પા-
સે એક સુંદર સરોવર તેને કિનારે સુશોભિત સુગંધમય વાટિકા, જેમાં અ-
નેક પ્રકારનાં તરૂવરો રોપેલાં હતાં. માંહે અનેક પ્રકારનાં પક્ષીઓ કોલા-
હલ કરતાં હતાં, પરંતુ આ ઘરમાં બધે જોતાં શુન્યકાર લાગતું હતું. તે-
માં ફક્ત આ બે જણ શિવાય કોઈ દીસતું નહોતું. મદાલસા આ પ્રમાણે
જોઈ મહારૂદન કરવા લાગી. રાક્ષસ ઘણું ઘણું કહી સમજાવી પટાવી

શકી રાખવાનો ઉપાય કરવા લાગ્યો. અનેક પ્રકારના સુખ વૈભવ વગેરેની લાલચ આપી લપટાવવાનો ઉપાય કર્યો, પણ તે સઘળુ નિષ્ફળ ગયું. મદાલસાએ તો નિશ્ચય કર્યો હતો કે ગમે તો પ્રાણ જાય તોપણ શું, પણ કદી મારૂં શીળ ભંગ થવા દઈશ નહીં. માટે તેને એક વિચાર સૂઝ્યો કે, જો હું પરણવાનો પ્રપંચ કરી વાર લગાડીશ તો પાર્વતીજીનું વચન કદી પણ સિદ્ધ થયા વગર રહેનાર નથી. તેનો ભાઇ ગાલવ ઋષિનો યજ્ઞ ભંગ કરવા જતાં ઋતુધ્વજને હાથે મરાણો છે. તેનું વેર ઋતુધ્વજપર છે. માટે હું આ વખતે યુક્તિ કરી તેને યાદ આપું કે તેને તેનો ભાઈ સાંભરે કે તરત વેર લેવા દોડે. તેથી મને ઘણો વખત મળે, તેમાં પાર્વતીજીનાં વચનો સિદ્ધ થઇ આવશે. આવો વિચાર કરી મુખ આનંદમય કર્યું. મદાલસાને હસતી જોઈ રાક્ષસ માયાફંદમાં પડ્યો. મદાલસાએ કહ્યું કંઈ ઉતાવળનું કામ નથી. તમારા કુટુંબે મને જોઇ નથી, માટે તેને તેડાવો. એટલે તે સૌ મંગળ ગીતો ગાઇ વિધિસર વિવાહ કરે.

આ પ્રમાણે કુટુંબનું નામ સાંભળતાંજ પોતાના ભાઇને ઋતુધ્વજે માર્યાનું વેર સાંભરી આવ્યું, કે તરત ક્રોધાંધ થઈ અશ્રુ પાડવા લાગ્યો. ઋતુધ્વજને મારવા જવા તૈયાર થયો. મદાલસાને એક કુન્ડલા નામે નાગની કન્યા વિકુન્ડલાને સોંપી, જ્યાં ગાલવ ઋષિના યજ્ઞ રક્ષણાર્થે ઋતુધ્વજ હતો ત્યાં પ્હોંચ્યો; ત્યાં અનેક પ્રકારથી રાક્ષસી કૃત્યો કરી હાહાકાર મચાવ્યો તેમાં અંતે લડાઈ કરી ઋતુધ્વજે હરાવ્યો એટલે હથિઆર છોડી નાઠો. તેની પૂંઠે ઋતુધ્વજ ઇંદ્રનો આપેલો ઘોડો લઈ ગયો. પાતાળકેતુ પાતાળમાં નાશી ગયો અને ગુપ્ત ઠેકાણે સંતાઇ બેઠો. ત્યાં ઋતુધ્વજ પણ પાતાળમાં ગયો અને પાતાળકેતુનો શોધ કરવા લાગ્યો. શોધ કરતાં કરતાં જ્યાં મદાલસા હતી તે ઘર પાસે આવ્યો. આ ઘરની અને આજુબાજુની શોભા જોઇ ઘણોજ ખુશી થયો. રાજકુંવરને આવતો જોઇ, વિકુન્ડલા દાસીએ દોડી જઇ મદાલસાને ખબર આપ્યા કે, રાણીજી ! કોઇ રાજકુંવર આવેછે ! આ સાંભળી મદાલસાએ જાણ્યું કે માતા પાર્વતીજીનાં વચન સત્ય ઠર્યાં. હવે એ પાપીને નિશ્ચે એ મારશે અને તેજ મારો પાર્વતીજીનો કહેલો પતિ થશે. એવું જાણી દાસીને જળપાત્ર ભરી સાંમે મોકલી. દાસીએ જઇ કહ્યું, રાજન ! શોક મૂકી દઇ અહીં પધારો. તમને મારી મહારાણી બોલાવે છે. ઋતુધ્વજ આ સાંભળી વિસ્મય થયો, કે જેની દાસીનું રૂપ આવું મનોહર છે તો તેની રાણીનું તો કેવુંએ હશે.

એવું વચારી દાસી સાથે ગયો. તેણે આસન આપી વિધિસર પૂજા કરી. તે ઘરની રચના નિહાળી ઘણુંજ આશ્ચર્ય પામ્યો. તેણે પૂછ્યું કે આ ઘર કોનું છે, કોણે બાંધ્યું છે, આ સ્ત્રીના વરનું નામ શું છે, આવડા મોટા ઘરની અંદર તમે બેજ કેમ છો; તથા આ ઘર શુન્યકાંર કેમ દીશે છે? દાસીએ કહ્યું,-રાજન! આ ઘર વિશ્વકર્માએ બાંધ્યું છે, તેમાં પૂર્વે દેવતાઓ વસતા હતા. પછી ઇંદ્રે આ ઘર કંઠલધાર દૈત્યને સોંપ્યું. ત્યારથી વિશ્વદેવ થયા, ને કંઠલધાર અહીં રહ્યો. એ રાજાની કુંવરી હું છું. મારા પિતાને તાળકેતુ અને પાતાળકેતુએ માર્યો. એ બંને વૃક્ષકેતુના દીકરા મહા વિકાળ છે. તેણે ઘરની બધી રિદ્ધિસિદ્ધિ લૂટી લીધી. મને દાસી બનાવી. એ દુષ્ટ દૈત્યે ત્રણ ભુવન લૂટી અહીં ભર્યુંછે. મને અહીં રાખીછે એ મારી પીડા કોણ જાણે? ગાલ્લવ ઋષિનો યજ્ઞ ભંગ કરવા જતાં ઋતુધ્વજે તાળકેતુને માર્યો, અને પાતાળકેતુ તેનાથી હારીને સંતાઇ ગયોછે. આ મદાલસા નામે સ્ત્રી વિશ્વાવસુ ગાંધર્વની પુત્રીને એ પાતાળકેતુ હરી લાવ્યો છે. તે હજુ પરણી નથી. મને ઘર સાચવવા રાખી છે. આ કન્યા આપને યોગ્ય છે. તો આપ પરણો.

ઋતુધ્વજે કહ્યું,—હુંજ ઋતુધ્વજ છું ને મેંજ તાળકેતુને માર્યો છે. અહીં પાતાળકેતુની પાછળ આવ્યો છું. તે પાપી ક્યાં છે? એ મને દેખાડો. મદાલસાએ જાણ્યું કે આ કોઈ બળવંત છે. એમ વિચારી અંતરપટ કર્યો. સામ સામી આંખો મળવાથી એક બીજાનું દુઃખ દૂર થયું. મદાલસાએ કહ્યું કે,—તમો મારા પતિ થશો, એવું મહા સતી પાર્વતીજી કહી ગયાં છે. ઋતુધ્વજે કહ્યું કે તું ચિંતા ન કર. હું તને હરી લાવનાર પાપીને મારીશ. એટલામાં નારદજી પધાર્યા તેનું વિધિથી પૂજન કર્યું. નારદજીએ કહ્યું કે,—હું તમોને પરણાવવા આવ્યો છું. માટે શિઘ્ર થાઓ. તમો પરણી આ અશ્વ ઉપર બેસી વિદાય થાઓ. એમ કહી બ્રહ્મ કુમાર નારદજીએ ચોરી રચી શાસ્ત્ર વિધિએ ગાંધર્વ લગ્ન કર્યું. વિકુન્ડલા પાસે કન્યાદાન અપાવ્યું. નારદઋષિ ત્યાંથી ચાલતા થયા, અને રાજા રાણી પણ ગાલ્લવ ઋષિને આશ્રમે ગયાં. આ જોઇ ઋષિઓ ઘણા ખુશી થયા, અને આશીર્વાદ આપ્યો. આ ખબર ઋષિએ અયોધ્યે આપ્યા, અને શત્રુજિતે મદાલસાના પિતા વિશ્વસુદ્ધાને કહાવ્યું. આ સાંભળી સૌ ખુશી થયાં. મદાલસાના પિતાએ અયોધ્યે આવી તેનો ફરીથી વિવાહ કરી કન્યાદાન આપ્યું. મદાલસાએ પોતાના હાથનો મણી ઋતુધ્વજને હાથે બાંધ્યો, અ-

ને કહ્યું કે,—સ્વામી! "આ મણી તમથી હું વેગળો દેખીશ તો તેજ ક્ષણે પ્રાણ ત્યાગ કરીશ. માટે કોઇને આપશો નહીં." આપણો દુશ્મન પાતાળકેતુ અન્ન જળ લીધા વગર શોધતો ફરે છે. તે જુઠી વાત ઉડાડશે માટે સાવચેત રહેજો.

આ પ્રમાણે થયા પછી રાજા એક દિવસે વનની અંદર મૃગયા રમવા ગયો. ત્યાં એક સરોવરને તીરે ઉતારો કરી પાણી પીવા ગયો કે મણીનું તેજ જળમાં પડયું. તે દેખી પાણીમાંથી બે નાગ નીકળ્યા. તેવોજ ઋતુધ્વજ પાછો ફરી ધનુષ્ય લઈ નાગને મારવા જાય છે કે, નાગોએ કહ્યું, મહારાજ! અમે તમારા મણીનું તેજ જોઈ હર્ષ પામી અહીં આવ્યા છીએ. તમે મનુષ્ય માત્રમાં અધિક છો. માટે તમે અમારી સાથે મિત્રાચારી કરો. એમ કહી ઘણાજ અધરા સોગન ખાધા. ઋતુધ્વજે કહ્યું. તમે કોના દીકરા છો? તેણે કહ્યું અમે નાગની જાત છીએ, પાતાળ અમારૂં ગામ છે, અરજક નાગના દીકરા છીએ, ચંદ્રચુડામણી અમારૂં નામ છે, અને અમો મોટા પુરૂષને નમતા રહીએ છીએ. આપણે આજ મિત્ર થયા છીએ. રાજન! તમો નિત્ય અહીં આવજો. અમે તમને સ્વર્ગ સમાન સુખ દેખાડીશું. તમે ગાલવ ઋષિના યજ્ઞનું રક્ષણ કર્યું. તેથી તમે પૃથ્વીમાં પંકાયા છો. તમે દેવને પણ વાહાલા છો. માટે મિત્ર! તમે સર્વ પ્રકારે સત્કારને યોગ્ય છે. અમે તમારો વિયોગ ઘડી પણ સહન નહીં કરી શકીએ. તમે જે રોજ અહીં નહીં આવો, તે રોજ અમારે અપવાસ થશે. એટલું કહી નાગકુમાર પોતાને સ્થાનકે ગયા. પછી દરરોજ ઠરાવેલે વખતે ત્રણે જણ એકઠા થતાં, અને નવીન નવીન મેવા મીઠાઈ વગેરે અલૌકિક સ્વાદનું ખાવાનું ખાઈ સુખ આનંદમાં રહેતા. ઋતુધ્વજને એક દિવસે મદાલસાએ પૂછ્યું કે,—પ્રાણપતિ તમો નિત્ય કયાં જાઓ છો? પરંતુ તેનો જોઇએ તેવો ઉત્તર મળ્યો નહિ.

હવે પાતાળકેતુને મદાલસાને પરણી લઈ ગયાના ખબર થયા કે શોકાતુર થયો. તેણે નિશ્ચય કર્યો કે તેને ખોળીને મારૂં તે પછી અન્ન જળ લઉં. આવું પણ લઇ યોગીને વેશે પૃથ્વીમાં ફરવા લાગ્યો. તેવામાં રસ્તે નારદજી મળ્યા તેણે પૂછ્યું કે તું કયાં જાય છે? રાક્ષસે કહ્યું હું મદાલસાને શોધવા જાઉં છું. તે કયાં છે? નારદજીએ કહ્યું તું મને બહુ વાહાલો છે, માટે તને જણાવું છું કે તે અયોધ્યામાં શત્રુજીતને ઘેર છે. આ પ્રમાણે કહી ચાલતા થયા. પાતાળકેતુ ભિક્ષુકને વેશે મદાલસાને મંદીર

આવ્યો ને વિચાર કર્યો કે જો હું તેને હરી જાઉં તો એ સતી સત્ય પાળે છે, તો તે કદી મારે તાબે થશે નહીં. અને જો અસુર વિચારે બળ કરૂં તો એ સતી શાપ દઇ બાળી ભસ્મ કરે. માટે હુંએ ન ભોગવું અને ઋતુધ્વજે ન ભોગવે ને મદાલસાનું મરણ થાય એમ કરૂં, ત્યારેજ મારી દાઝ ઓલવાય. એમ વિચારી ઋતુધ્વજને હાથે બાંધેલો મણી કપટથી લેવાનો વિચાર કર્યો. જ્યાં સરોવર તીરે ત્રણે જણા એકઠા મળતા હતા ત્યાંથી થોડે દૂર જઈ કોઈ દુઃખમાં ડુબેલો હોય નહીં, તેની પેઠે ઋષિને વેશે કપાળે હાથ દઇ બેઠો. થોડીવાર થઇ કે ઋતુધ્વજ સ્નાન કરવાને આવ્યો. તેની નજર પેલા ઋષિપર ગઇ, કે તેણે પૂછ્યું કેમ મહારાજ! દુઃખી દીસો છો? તેણે કહ્યું હું વરૂણ લોકમાં રહું છું. મારૂં નામ અતિતેજ છે. એક બ્રાહ્મણને ઘેર રૂપ જોબનવંતી કન્યા છે. તે સાથે મારા પુત્રનો વિવાહ કરવો છે. પરંતુ એ કન્યાએ પણ લીધું છે કે, હું મદાલસાનો મણી જોઉં તો પરણું. તે મદાલસા અયોધ્યામાં પરણી છે. તેના પતિનું નામ ઋતુધ્વજ છે. તે મણી લેવાને હું આવ્યો છું તો મને તે ગામનો રસ્તો દેખાડશો. શત્રુજિત રાજા ઘણો સત્યવાદી છે ને તેનો પુત્ર પણ તેવોજ છે. મારા જેવા ગરીબ ઋષિનું એટલુંએ કામ નહીં કરે? આવાં એમનાં વચન સાંભળી ઋતુધ્વજે કહ્યું કે, તમે જેને જોવા જાઓ છો તે તો મારૂં નામ. મણી પણ મારી પાસે છે, પણ તે કોઇને અપાય તેમ નથી; કેમકે મદાલસા જો એ જાણે તો ઘણું ખોટું થાય. આ કાવતરાખોરે કહ્યું, રાજન! મારૂં કામ થયા પછી હું તમને તરત એ પાછો આપી જઇશ. હું જે વચન આપું છું તે બરાબર પાળીશ. વળી તેણે કહ્યું કે મને આજે નાગ કુંવરો મળ્યા હતા તેણે કહાવ્યું છે કે, આજે અમે અનુપમ વસ્તુ લાવીશું માટે તમે સંધ્યાકાળ સુધી રોકાજો. તમો પાછા જશો નહીં. આ સાંભળી રાજાએ પોતાના હાથનો મણી છોડી આપ્યો. એટલે તરત એ પાપી પોતાનું ધાર્યું હવે કામ થશે એથી હર્ષ પામતો નાગકુંવરો પાસે આવ્યો. તેને કહ્યું કે, ઋતુધ્વજે કહાવ્યું છે કે, આજે મારે કામ છે માટે મૃગયા રમવા આવશો નહીં. આમ બંને સ્થળે ખોટા સંદેશા કહ્યા. નાગ કુંવરોએ જાણ્યું કે તેણે કહાવ્યું હશે તેથી તેઓ પણ સરોવર તીરે આવ્યા નહીં. અને ઋતુધ્વજ જાણે અવશ્ય આવશે એવું જાણી સાંજ સુધી વાટ જોઇ રોકાણો.

આ પાપી દૈત્ય આ પ્રમાણે દગાનું કામ કરી તરત બ્રાહ્મણને વેશે

અયોધ્યે ગયો, અને ઋતુધ્વજનું નામ લેતો રોતો રોતો ને કલ્પાંત કરતો રાજમહેલ પાસે આવ્યો. આ ખબર શત્રુજિતને થતાં બેબાકળો થઈ પૂછવા લાગ્યો કે હે બ્રાહ્મણ! તું જેવી હોય તેવી વાત કર! તેપરથી તેણે કહ્યું કે તારા કુંવર ઋતુધ્વજને સરોવરમાં મગરે ગળ્યો તે મેં નજરો નજર જોયો છે. તે વખતે ત્યાં હું હતો. આ સાંભળી રાજા રોવા લાગ્યો. કેટલાકે કહ્યું કે આ વાત કદી ખરી ન હોય, એ જુઠું બોલે છે. મદાલસાએ વેશ ધારીને બોલાવી પૂછ્યું કે તેની નિશાની શું છે? તે બતાવ. મેં જે એંધાણી બાંધી છે, ત્યાં સુધી તે મરે નહીં, ત્યારે તેણે મણી છોડી બતાવ્યો કે, મદાલસાએ સત્ય માન્યું; ને તરત તેનું કાળજુ ફાડી જીવ સુરલોકમાં ગયો. આ દૈત્ય પોતાની ધારેલી ધારણા પાર પડી સમજી રાજી થયો, અને પોતાના ભાઇનું વેર વળ્યું એમ સમજી ચાલતો થયો. શત્રુજિતે મદાલસાને મહેલ આવી જોયું તો તેને મરેલી દીઠી, ત્યારે પુત્ર મરણનો નિશ્ચય થયો કે તરત મૂર્છા આવી ધરતીપર પડયો. છાતી, માથું, અને શરીર પૃથ્વીપર પછાડવા લાગ્યો. હાય હાય! ગજબ થયો! મારો વહાલો પુત્ર અને વાહાલી પુત્ર વધૂ એ બંને ગયાં! હવે હું શું કરીશ! હે દૈવ, તેં આ શું કર્યું? એવી રીતે કલ્પાંત કરવા લાગ્યો. આખી નગરી આ બનાવ જોઇ શોકાતુર થઈ. રાણીઓ છાતીફાટ રૂદન કરવા લાગી. આ પ્રમાણે સર્વ ઠેકાણે અફસોસ અફસોસ વ્યાપી રહ્યો. મદાલસાના મડદાને અગ્નિસંસ્કાર કર્યો. સૌ શોક સાગરમાં ગરકાવ છે.

એટલામાં ઋતુધ્વજ આવ્યો. નગરીમાં પેસતાંજ સર્વ સ્થળે શુન્યકાર જેવું શાંત લાગ્યું. કોઈના ચહેરા ઉપર નૂર નહીં. નગરીમાં પેસતાંજ જેણે તેને જોયો તેઓ રાજન પાસે દોડતા આવી વધામણી આપી કે મહારાજ! કુંવરજી તો આ આવ્યા. આ સાંભળી જેમ મડદામાં જીવ આવે ને સૌને આનંદ થાય તેમ થયું. એક તરફ ખુશી થઇ તો બીજી તરફ મદાલસા મરી જવાથી ઋતુધ્વજને ઘણું લાગશે, ને તે કેમ રહી શકશે એ પણ વિચાર થયો; ત્યાં ઋતુધ્વજ આવી પહોંચ્યો. સર્વ સ્થળે ઉદાસી કેમ છે, આનું કારણ પૂછતાં યથાસ્થિત વાત કરી બતાવી. જેવું મદાલસાનું મરણ થયું સાંભળ્યું કે એકદમ વ્યાકુળ ચિત્તે રોવા લાગ્યો. મૂર્છા આવી ધરતીપર ઢળી પડયો. થોડી વારે શુદ્ધિ આવી, કે તરત સ્મશાનમાં જઇ મદાલસાની ચિતા ભસ્મ હતી, તેને પ્રદક્ષિણા કરી પોતાની પામરીમાં પોટલો બાંધી માથે લીધો. હા! મદાલસા ક્યાં છે? તું કેમ

બોલતી નથી? અરે! આમ દગો દેવાય? અરે શું! તું અબોલા લઇશ? નહી, નહીં, પ્રિયાને આમ ઘટે નહીં! હે નારી! કેમ બોલતી નથી? સાધ્વી! હે પતિવ્રતે! જવાબ આપ! આમ વારંવાર પોકારતો, પત્નિના સ્નેહમાં ગરકાવ રહેલો યોગી વેશે દેશદેશ, પર્વતે પર્વત, નદીએ નદી, વને વન, તીર્થે તીર્થે, ગુફાએ ગુફાઓ અને સમુદ્રે સમુદ્ર પોતાની પ્રિય ભામનીનુંજ સ્મરણ કરતો, અશ્રુપાત કરતો, ફરવા લાગ્યો. તેના માતપિતા અને સગા સહોદર વગેરેએ ઘણું કહ્યું કે તને કહે તો મદાલસા જેવી હજાર સ્ત્રીઓ પરણાવીએ; પણ તું પાછો ફર. તેણે કહ્યું, હું શું પાછો ફરૂં? મને તો મદાલસા લાવી આપો તો પાછો ફરૂં. અંતે કોઇનું માન્યું નહીં, ત્યારે સૌ દીલગીર થતાં પાછાં ગયાં. ઋતુધ્વજે બધે ફરી એક વનમાં સામો ભસ્મનો પોટલો મૂકી આસન વાળી મદાલસાનું સ્મરણ કરતો બેઠો. હવે નાગ કુંવરો સવારે મિત્ર ન મળવાથી અયોધ્યે આવ્યા ત્યાં આવા માઠા સમાચાર સાંભળી મૂર્છામાં પડ્યા. શુદ્ધિ આવતાં રૂદન કરતા મિત્રની શોધ કરવા ચાલ્યા. ચાલતાં ચાલતાં ઘણી મુદતે મેળાપ થયો. ઋતુધ્વજે કહ્યું, ભાઇ! શું મદાલસાને લાવ્યા છો? નાગે કહ્યું, ભાઇ! એ હવે ક્યાંથી આવે? તમે રાજપાટ અને માતપિતા મૂકી આ શું કર્યું! ભાઇ! કહો તો, મદાલસા જેવી હજાર લાવી આપું. પણ તમે ઉઠો. ઋતુધ્વજે કહ્યું, અરે! ક્યાંય મદાલસા ન મળે! હરિહર ને બ્રહ્મા મળીને ઘડે તોપણ તેવી ન થાય. તમો તમારે મંદીર ખુશીથી જાઓ, અને સુખેથી આનંદમાં રહો. મને જ્યારે મદાલસા કહેશે, સ્વામીનાથ! પધારો, ત્યારે હું મારો જોગ ઉતારીશ. એટલું કહી ભસ્મ ગાંસડી મૂકી આસન વાળી બેઠો. મદાલસા! ઉઠ ઘેર જઇએ! કેમ બોલતી નથી? શું નિર્દય થઇ? એવું ઘેલું ઘેલું બોલવા લાગ્યો. નાગપુત્રોએ ઘણોએ ઉપાય કર્યો, પણ તેનું કાંઇ વળ્યું નહીં. અંતે તેઓએ પણ તે સાથે અન્નઉદક નહીં લેતાં રહેવાનો વિચાર કર્યો. તેણે પ્રથમ જઇ પોતાના પિતાને જણાવ્યું કે, પિતાજી! અમારો મિત્ર મદાલસાના કારણથી જોગી થયોછે તો અમને પણ જોગીજ સમજવા. અમે અમારી કાયા એમાંજ પાડીશું. તેના પિતાએ કહ્યું, એમાં શું છે? તમો આટલા દિવસ કેમ બોલ્યા નહીં? આ સિવાય બીજું પણ કામ હોય તો કહો. ફિકર ન કરો હું મદાલસાને લાવી આપીશ. ચાલો જઇ ત્રિપુરારીને રીઝવીએ. એજ કૃપાળુ મદાલસાને લાવી દેશે.

આ સાંભળી નાગપુત્રો ખુશી થયા. અરજકે સાથે અનેક અપ્સરાઓ લઇ જઈ ગાન, તાન અને નૃત્યથી ભોળાશંભુને ખુશી કર્યા. શંભુ પ્રસન થઇ બોલ્યા, હે અરજક! માગ, માગ. તારે જે ઇચ્છા હોય તે માગ, હું આપીશ. તેણે કહ્યું કે, પ્રભુ! મદાલસા જીવતી થાય! શંકરે 'તથાસ્તુ' કહી કહ્યું કે,—તમે યમુનાજીને તીરે જઈ પિતૃશ્રાદ્ધ કરી ત્રણ પિંડ આપજો. તેમાં મધ્યનો પિંડ ભાંગજો, તેમાંથી ત્રણ ફેણનો ખગધારી નીકળશે. એટલું કહી શિવજી કૈલાસ પ્રત્યે પધાર્યા. અરજકે પોતાના કુંવરોને ઋતુધ્વજને તેડી લાવવા મોકલ્યા, અને પોતે યમુનાજી શ્રાદ્ધ કરવા ગયો. શ્રાદ્ધ કરી શિવજીના કહેવા પ્રમાણે કરતાં તેમાંથી મદાલસા પતિનું સ્મરણ કરતી બહાર નીકળી. રસનાએ એક ઋતુધ્વજનુંજ રટણ લાગી રહ્યું હતું. બહાર આવી બોલી હું ક્યાં આવીછું? મારા પ્રાણનાથ ક્યાં ગયા? સ્વામીનાથ, કેમ બોલતા નથી? શું મારી પરીક્ષા લો છો? આમ બોલતી બેબાકળી થઇ આજુબાજુ જોવા લાગી. અરજકે કહ્યું, સતી! ધીરજ રાખો. એમ કહી પછી જે વાત બની હતી તે કહી બતાવી, ત્યારે મદાલસા તેને પાયે પડી દંડવત કર્યા અને કહ્યું કે, મારો પતિ જે વનમાં છે તેની વાટ બતાવો. મારા પતિ જોગી થઇ ક્યાં બેઠાછે? અરજકે કહ્યું, તું મારી સાથે પાતાળમાં ચાલ, ત્યાં તારો પતિ તને મળશે. પછી નાગે પોતાને ઘેર તેડી જઈ સ્ત્રીઓની સાથે એકાંત સ્થળમાં રાખી સારી બરદાસ કરી.

નાગકુંવરો ઋતુધ્વજને ઘણું ઘણું સમજાવી અરજક પાસે લાવ્યા, પરંતુ તેતો એક મદાલસાના સ્મરણ સિવાય કશી વાત પણ કરતો નથી. આ પ્રમાણે તેને વિદેહી જેવો બનેલો જોઇ અરજક ઘણું આશ્ચર્ય પામ્યો. ઋતુધ્વજે તો ત્યાંથી આજ્ઞા માગી ઉઠી ચાલવા માંડ્યું, ત્યારે અરજકે કહ્યું કે, તમે મનમાંથી શરમ છોડી તમારે મન પ્રસન્ન ગમે તે માગો. ઋતુધ્વજે કહ્યું કે, હું જે માગું તે ઇંદ્રથી પણ ન દેવાય, ત્યારે વૃથા શું માગું? અરજકે કહ્યું, ભલે તમને જેથી સુખ થાય તે માગો. હું આપીશ. આપરથી તેણે મદાલસા રાણીને માગી કે મને જો તે જીવતી કરી આપો તો તેજ જોઇએ છીએ. અરજકે કહ્યું, રાજન! પેલી કોટડી પાસે મદાલસા એવું નામ લઈ હાક મારો. જો તેમાં હશે તો બોલશે. જેવી હાક મારી કે કોટડીનાં કમાડ ભડાક દેતાં ઉઘડી પડ્યાં ને અંદરથી હાથ જોડી મદાલસા નીકળી ઋતુધ્વજને ગળે બાઝી પડી. બંને થોડી વાર બોલ્યા ચાલ્યા વગર સ્તબ્ધ થઇ ગયાં. બંનેને હર્ષનાં અશ્રુ પડવા લાગ્યાં. આ જોઇ

નાગ મિત્રો પણ ઘણા રાજી થયા. મિત્રોનો અને તેના પિતાનો બંનેએ ઘણો ઉપકાર માન્યો. પછી ત્યાંથી રજા લઈ અયોધ્યે ગયાં, ત્યાં માત-પિતા અને આખી નગરી તેમને આવ્યાં જોઇ ઘણાં ખુશી થયાં. ઠેરઠેર આનંદ ઓચ્છવ થઇ રહ્યો.

પાતાળકેતુ ફરીવાર અતિતનું રૂપ લઇ આવ્યો. તેની માયા નાગે અને ઋતુધ્વજે જાણી લીધી જે આ મદાલસાને મારનારો છે, પણ તેને નહીં મારતાં મૂકી દીધો. વળી એકવાર અતિતોને જમવાનું કહ્યું હતું તેમાં પણ અતિતના વેશે આવ્યો, અને સર્વ ભોજન સામગ્રી માયા કરી ખાઈ ગયો. એ ઋતુધ્વજના જાણવામાં આવતાંજ તેના કેશ પકડી પૃથ્વીપર પછાડયો અને શીશ છેદી નાંખ્યું. તેવોજ ચીસ પાડતો મરણ પામ્યો. સર્વે ઠેકાણે જયજયકાર થયો, અને સૌ સુખી થયાં. પછી શત્રુજિત ઋતુધ્વજને રાજ સોંપી વનમાં તપ કરવા ગયો. ઋતુધ્વજે પ્રજા ને પુત્ર સમ પાળી તેની અત્યંત પ્રીતિ મેળવી પ્રજા પ્યારો થયો. મદાલસા સદા પતિ સેવામાં પ્રવિણ રહેતી અને પોતાનો પતિવ્રતા ધર્મ પાળી પ્રેમમાં ગરક્રાવ રહેતી. ઋતુધ્વજનો પણ તેવોજ પ્રેમ હતો. આ જોડું કદી પણ વિખુટું પડતું નહીં. આહા! કેવો પતિ પત્નિમાં પ્રેમ! ધન્ય છે દંપતી તમોને અને તમારા પ્રેમને! ભારતભૂમિની ભામનિઓ! તમારામાં આવો પ્રેમ ફરી ક્યારે પ્રગટ થશે? હે ઈશ! તું એમને આવી પ્રેરણા કર. જેથી તેમનો સંસાર સુખરૂપ થાય અને જન્મ લેખે લાગે.



## તારામતિ.

પતિવ્રતા સ્ત્રીનો પતિપર અચળ પ્રેમ હોય છે. તે સુખ દુઃખમાં પણ સરખી પ્રીતિ રાખે છે. ગમે તો પતિ તરફથી અનેક દુઃખો આવી પડે, ગમે તો તિરસ્કાર કે વિયોગ થાય તો પણ પોતાની નેક ટેક છોડી પ્રીતિમાં અભાવો લાવી પોતાની સાધુતાનો ભંગ કરતી નથી. તારા પણ તેવીજ સ્ત્રી હતી. તેને પતિને લીધે ઘણું સંકટ સોસવું પડયું છે. પારકે ઘેર વેચાઇ દાસીપણું કરવું પડયું છે. વિયોગ થયો, શીર કપાવાનો વખત આવ્યો તોપણ તે સદા પતિપર એકજ તરેહનો ભાવ રાખી રહી છે, અને પોતાનું પાતિવ્રત્ય સાચવ્યું છે. આ સાધ્વી સ્ત્રીના પતિનું નામ હરિશ્ચંદ્ર જે મહા સત્યવ્રતને માટે પંકાયો છે. હરિશ્ચંદ્ર રાજાએ પોતાના કુળ

ગુરૂ વિશ્વામિત્ર ઋષિને પોતાનું રાજપાટ, ધન, માલ મિલકત, વગેરે સર્વ-સ્વ આપી દઇ ફક્ત સ્ત્રી પુરૂષ અને એક બાળક એ ત્રણ વસ્ત્ર સહિત બહાર નીકળ્યાં. આ પ્રમાણે બધું દાનમાં અર્પણ કર્યું પણ ઉપર દક્ષિણા જોઇએ, તે આપવા પોતા પાસે કંઇ મળે નહીં, ત્યારે છેવટ પોતાની સ્ત્રી-ને કાશીમાં એક બ્રાહ્મણને ત્યાં વેચી અને પોતે ત્યાંના એક ચંડાળને ત્યાં નોકર રહી તેનાથી જે દ્રવ્ય આવ્યું તે ઋષિને દક્ષિણા તરીકે આપ્યું. અને પોતાનું વચન સત્ય કર્યું.

હરિશ્ચંદ્ર રાજા પોતાના ધણી ચંડાળના તરફથી ત્યાંના મશાણમાં જે શબ બાળવા આવે તેનાપરનું વસ્ત્ર અને કર લેવા રહ્યો હતો. આ પ્રમાણે તેમનું કામ કરતાં ઘણોક કાળ વિત્યો, તેમાં સ્ત્રી પુરૂષ બંને કોઇ કોઇને મળ્યાં નહોતાં. બંને એક નિષ્ટાથી પોતાના ધણીનું કામ બજાવવામાં પ્રવિણ રહેતાં. આમ વચમાં ઘણો કાળ જવાથી અને દુઃખી હાલત થઈ જવાથી તે બંનેમાં કોઇ કોઇને ઓળખતું નહોતું. આવી દશાએ તેઓ પહોંચ્યાં હતાં તો પણ તેણે પોતાની નેક ટેક છોડી નહોતી કે મન બગાડ્યું નથી. એક વખતે ઇશ્વર ઇચ્છાથી તારાના પુત્ર રોહિતને અધરાત્રે સર્પ ડંશ થયો અને તત્કાળ મરી ગયો. દુઃખમાં દુઃખ આવી પડ્યું. જે બિચારી પુત્રનું મુખ જોઇને આશાએ દિવસો કાઢતી હતી, તે આશા પણ નિષ્ફળ થઈ. માથે દુઃખના ડુંગરા ઉગવા લાગ્યા. આ આવી પડેલા દુઃખથી પુત્રને ખોળામાં લઇ મહા છાતીફાડ કલ્પાંત કરી રૂદન કરવા લાગી. અરેરે! આ શું ગજબ! હાય, હાય! હું હવે નિરાધાર થઇ! અરે! મારો હૈયાધારણ નાશ પામ્યો! અરે! હું હવે શું કરીશ! હું ક્યાં જાઉં? અરે! દુષ્ટ સર્પ! તેં આવા કોમળ નિરપરાધી બાળકનો જીવ કેમ લીધો? આથી તને શું ફળ મળશે? શું અપરાધ વગરના લોકને પણ દુઃખ દેવું એજ ક્રુર પ્રાણીઓનો સ્વભાવ છે! સર્પરાજ! ક્યાં ગયો? મને પણ તું ડંસ કર, તેથી અમે બંને મા દીકરાને ઘણો અંતરાય પડે નહીં: પ્રિય પુત્ર! એકવાર બોલ! મને નિરાધાર મૂકી ક્યાં જાય છે? તારા વિના બીજા કોનું સુંદર હસતુમુખ જોઈ તારા પિતાના વિયોગનું દુઃખ વિશારીશ? પુત્ર! ઉઠ! એકવાર કાલું કાલું બોલી ઉત્તર આપ. નહીંતો પુત્ર! હું પણ તારી પાછળ આવું છું! આ પ્રમાણે સ્મશાનમાં પુત્રને ખોળામાં લઇ વિલાપ કરતી બેઠેલી સ્ત્રીને જોઇને, હરિશ્ચંદ્રે આવીને કહ્યું, અરે! તું કોણ છે? આ અર્ધરાત્રીને સમયે ક્યાંથી આવી છે? શું મારા

ધણીનો કર આપ્યા વગર તારા પુત્રના શબને બાળવા ઈચ્છે છે? હું મારા ધણીનો કર ઉઘરાવવા માટેજ આ સ્મશાનની ચોકી તરવાર લઇ કરૂં છું, માટે તું પ્રથમ કર આપ. પછી તારા પુત્રને બાળજે. તારામતિ આવાં વચન સાંભળી નિશ્વાસ નાંખી બોલી કે, મારી પાસે કર આપવાને કંઇ નથી. માટે દયા કરી મારા પુત્રને બાળવાની રજા આપો. અરે રે! સર્વે રાજાઓમાં શ્રેષ્ઠ સત્યવાદી હરિશ્ચંદ્ર રાજાની સ્ત્રી ક્યાં, અને આ વિકટ દશા ક્યાં! અરે! આ દશામાં મારા પુત્રને બાળવાને માટે સ્મશાનનો કર આપવાને પણ શક્તિમાન નથી. આહા! દૈવની ગતિ વિચિત્ર છે! હો દૈવ! તું કરે તે ખરૂં!

આવાં વચન રાજાએ સાંભળ્યાં કે તે મૂર્છિત થઇ પૃથ્વીપર પડયો. ઘણીવારે સંજ્ઞા આવી, ત્યારે સ્ત્રી સામું જોતાં ફરી મૂર્છાગત થયો. કેટલીક વારે ચૈતન્ય આવ્યા પછી હરિશ્ચંદ્ર દુઃખથી વિલાપ કરવા લાગ્યો. પુત્ર! તું ક્યાં અંતરધ્યાન થયો! તારી બિચારી માતા સામું દયા વિનાનો થઇ કેમ જોતો નથી? પ્રિય પુત્ર! એકવાર મનોહર આનંદ આપનારી મધુરી કોમળ વાણી બોલ! આ તારી માતાને ધન્ય છે, કે આજ સુધી તારા બોલ સાંભળવાના સુખનો અનુભવ કર્યો, પરંતુ મેં તો તારા બોલ આગળ સાંભળેલા, તે યાદ કરી આટલા રોજ કાઢયા. આ સમયે તું મને મળ્યો છે. પરંતુ એક વચન પણ બોલતો નથી. જીવન આધાર! તારા પિતા સામી એકવાર દ્રષ્ટી કર! નહીં તો હું તને થોડા વખતમાંજ સ્વર્ગમાં ભેળો થઈશ. આ પ્રમાણે ઘણો વિલાપ કરી, નિશ્વાસ નાંખી પોતાની સ્ત્રીને કહ્યું, પ્રિયા! તું તારા જે પ્રાણનાથનું સ્મરણ કરે છે, તેજ વજ્રમય હૃદયનો આ હું હરિશ્ચંદ્ર છું. હે પ્રભુ! મારૂં રાજાપણું ક્યાં! અને આ ચંડાળની ચાકરી ક્યાં! મારા જેવો કોઈ પણ પૃથ્વીમાં દુઃખીઓ હશે નહીં. પ્રિયા! તું મારા પ્રાણથી પણ પ્રિય છે, અને આ મારો પુત્ર પણ મારા પ્રાણથી અધિક છે, તોપણ હું મારા ધણીનો કર લેવાને ચૂકીશ નહીં. જે પોતાના શરીર, સગા, પુત્ર, કે સ્ત્રી સારૂ પોતાના ધણીનું અહિત કરે છે, તે મહા અધમમાં અધમ ગણાય છે. માટે તું જા, બ્રાહ્મણ અગર બીજા કોઇ પાસેથી યાચના કરી મારૂં પોષણ કરનાર ચંડાળનો કર આપ, કે તેથી મારો ધર્મ સચવાય.

તારામતિ પોતાના સ્વામીના કહેવા પ્રમાણે ધીરજ નહી છોડતાં કાશી તરફ ચાલી. રસ્તામાં કોઇ મુએલ બાળક પડેલું દીઠું તેને પોતે દયાથી

ઉપાડી જોવા લાગી. તેટલામાં પાછળથી સિપાઇઓ દોડતા આવ્યા, ને તેને પકડી લીધી; ને કહેવા લાગ્યા કે આજ સ્ત્રી રાજાના બાળકને મારનારી છે. માટે તેને પકડી રાજા પાસે લઈ ચાલો. આ પ્રમાણે બોલી પકડી રાજા પાસે લાવ્યા. રાજાએ જાણ્યું કે આજ સ્ત્રી મારા બાળકને મારનારી છે. માટે તેને ફાંસીએ ચડાવો. ફાંસી દેવાને કાળસેન ચંડાળને હુકમ કર્યો. એ ચંડાળે નોકર હરિશ્ચંદ્રપર હુકમ કર્યો. હરિશ્ચંદ્ર રાજાએ જાણ્યું કે આ મારી સ્ત્રી નિરપરાધી છે તોપણ પોતાના ધણીનો હુકમ ભંગ કેમ થાય? એમ વિચારી તેણે તારામતિને મારવા તરવાર ખુલ્લી કરી. તે વખતે સ્ત્રીએ કહ્યું કે,—"પ્રાણપતિ! તમારા હાથથી નાખેલી તરવાર ગળામાં મોતીની માળા જેવી લાગશે. માટે ચિંતાતુર ન થતાં તરત ઘા કરો. રાજાએ કહ્યું કે, જો મેં નિષ્કપટ થઈ મારા ધણીની આજ્ઞા પાળી છે તો આપણું ઇશ્વર કલ્યાણ કરશે. આપણે સૌ થોડા વખતમાં સ્વર્ગમાં એકઠાં થઈશું. આ ખડગ આપણા વિયોગને વધારેવાર સહન કરશે નહીં." આ પ્રમાણે બોલી જેવી તરવાર ઉગામી ઘા કરવા જાય છે, તેટલામાં સાક્ષાત્ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશે આવી હાથ પકડ્યો, અને કહ્યું, હે રાજન! તું પ્રાણ જતાં સુધી પણ તારો ધર્મ ચૂક્યો નથી, તેથી તને ધન્ય છે! ધન્ય છે! એટલું બોલી તેને કેટલાંક વરદાન આપ્યાં, અને પુત્રને સજીવન કર્યો. તેઓ સૌ પાછાં રાજધાનીમાં ગયાં ને સુખથી દિવસો ગાળ્યા. આહા! સ્ત્રી પુરૂષની સત્યતા માટે કેટલી ટેક! અરે ધન્ય છે! તારામતિ, તારા પતિપરના નિર્મળ પ્રેમને! કે પોતે અને પુત્ર પતિને માટે વેચાયાં, પતિને માટે અનેક પ્રકારથી ખાવાપીવા અને વસ્ત્ર વગેરેથી પીડા ભોગવી, પુત્રવિયોગ થયો, છેવટ પતિ હાથે તરવારથી કટકા થવાને પણ તૈયાર થઈ. આટલું બધું દુઃખ પડવા છતાં પણ તેની પતિ તરફના પ્રેમની દોરી કદી તૂટી નહોતી. આ સાધ્વી સ્ત્રી પારકે ઘેર વેચાઈ દાસી બની હતી, તોપણ તેણે પોતાનું શીળવ્રત ભંગ થવા દીધું નહોતું. તેમ પતિપર જરા પણ અભાવ ન લાવતાં પ્રેમ અને પાતિવ્રત્યમાં અટળ અને અચળ રહી હતી. આહા! સાધ્વી તારા જન્મને ધન્ય છે, કે તેં તારો ધર્મ એક ટેક રાખી બરાબર બજાવ્યો. અને પતિનું વચન પણ સત્ય કરવામાં સહાયતા કરી, તેં તારી ફરજ બજાવી. ખરે! આવી સ્ત્રીને ધન્ય છે!



